# એગનસ,

એ નાંમની

# કિતાબ.

એક ઇંગ્રેજી ગ્રંથની મદદથી.

બનાવનાર,

વીઠલદાસ વનમાળીદાસ ઠકર

ભવનગરી.

દોહરો

વિચર્યાં વિના વિદેશમાં, અનુભવ અતી ન થાય;

(પણ) પુસ્તકતણા પ્રતાપથી, જોતાં તુરત જણાય.

મુંબઈ. આર્ય-મંડળ છાપખાનામાં

રતનજી શોરાબજી પરીંટરે છાપ્યુંછે.

શંવત ૧૯૩૧—સને ૧૮૭૫.

## ભાગ પહેલો,

(કિમત રૂ૧)

# પ્રસ્તાવના.

આપણા સ્વદેશી જનોમાં ફુરસદના વખતનો ઉપયોગ કરવા અન્યન જાતની રમત અને ગમતની ચાલ હજુ તદન ગયો નથી. મારા ધારવા પ્રમાણે જેમ યુરોપમાં વિદ્વજનોની મહેનતથી નવી નવી જાતના નાટકો તથા રસીલી વારતાઓની કીતાબો બાહાર પાડવી તથા પારકી ભાષામાંથી ઇંગ્રેજીમાં ભાષાંતર કરી મોટા અથવા નહાના ગ્રંથો બનાવવામાં આવે છે તેમજ અથવા તેવો શોખ આપણા સ્વદેશના વિદ્વજનોને હોઇને ઇંગ્રેજી, ફારસી, સંસ્કૃત વીગેરે ભાષાના પ્રાચીન વખતના તથા હાલના બનાવેલાં પુસ્તકોના ભાષાંતર ગુજરાતીમાં થાએ તો શોખીલા વાંચનારાઓને ફુરસદનો વખત કાઢવાને માટે એવી કીતાબો રૂડાં સાધન થઇ પડે.

ઇંગ્રેજી "નોવેલો"નો ઘણો ભાગ જેઓના વાંચવામાં આવ્યો હશે તેઓના મનમાં યુરોપના મહાન વિદ્વજનોની કલમથી લખાએલી રસીલી વારતાઓમાં કેવો રસ છે અને તે વાંચવાથી પારકા દેશની રીત રીવાજ જાણવાનો લાભ કેટલો મળે છે એ વીશે વીચાર આવ્યા વીના રહેનાર નથી. ઇંગ્રેજી ભાષાથી બેનસીબ રહેનારાઓને ઊપર જણાવેલી રસીલી વારતાઓના ભાષાંતર કરવાથી જોઇએ તેટલો લાભ મળે છે. ત્યારે આપણે એમ તો નકી માનવું જોઇએ કે ઇંગ્રેજી કીતાબોના ભાષાંતરની મોટી ખોટ છે તે તો શી રીતે પુરી પડે! તોપણ એક "એગનસ" નામના ગ્રંથની મદદથી મેં મારી અલ્પ મતી પ્રમાણે ગુજરાતી ભાષામાં આ કીતાબ બનાવી છે, જેના ચાર વીભાગ કરવામાં આવ્યા છે તેમાના આ પહેલા વિભાગમાં નીચે જણાવેલા વીષયો વાંચવામાં આવશે:—

વાંચનારા જનોને શરૂઆતમા આ ગ્રંથ જરા કંટાલા ભરેલો તો લાગશે પણ જેમ જેમ તેઓ આગલ વધતા જશે તેમ તેમ તેના રસની ખબર પડશે. પેહેલા વિભાગ કરતા બીજો વિભાગ વધારે લેજતદાર થશે તેમજ ત્રીજો અને ચોથો.

જાહેર ખબર બાહાર પડયા પછી બુકો છપાઇ તૈયાર થતાં જરા વીલંબ થયો તેનું કારણ એટલુંજ હતું કે અમારા પ્રીય મીત્ર મી૦ હીરાલાલભાઇ ત્રીભોવનદાસ જેઓને આ બુકના "પ્રુફ્શીટ" તપાસવાના હતા તેઓને કંઇ ખાનગી કામ આવી પડવાથી વીલંબ થયોછે. આ ગ્રંથ છપાઈ બાહાર પડતાં દરએક જાતની મદદ અમોને મી૦ હીરાલાલભાઇ તરફથી મલીછે માટે તેમનો ઉપકાર હૃદથી જયાદ માનવામા આવેછે. આ ગ્રંથ બનાવવાનું કામ કરવા પાછલ અમારૂં પહેલું પગલું છે માટે સર્વ વિદ્વજનોને એટલી પ્રાર્થના છે કે આ ગ્રંથમાં કાંઇ ભૂલ માલુંમ પડે તો ક્ષમા કરી ઊદાર આશ્રય આપશો.

મોરટંન નામનો એક જુગારી મુસાફર લંડન શેહેરનાં જુગારખાનામાં આવતાં તેની પાસેનાં સઘળાં નાણા હારી જઈ તેનું નીરાસ થઇ જવું. તેને જુગાર રમવાના હરામચસકાથી ફરીને જુગારખાનામાં જઇ પોહોંચવું; જાંહાં તે ખરાબેહાલ થવાથી આપઘાત કરવાનાં તેહેના તરેહવાર વીચારો ઇત્યાદી.

અંધારી બીહામણી રાતની વખતે મોરટનનું એક દેવળના ભોંયરાં પાશે જઈ પોહોંચવું, જાંહાં વાલડરોન નામના વકીલની મુલાકાત થવી, વાલડરોન તરફથી મોરટનને તે વડીલોના મુકેલા વારસાનું અગણીત નાંણું મળવાની આશા, વાલડરોન સાથે મોરટનનો સ્નેહભાવ, અને મોરટનની (વાલડરોનની છોકરી) હોનેરીયા સાથે મુલાકાત થવી ઈત્યાદી.

હોનેરીયા અને મોરટનના દીનપરદીન પ્યારની વૃદ્ધિ અને છેલે તેમનો બંનેનો પાણીગ્રંણ યોગ, (લગ્નની ક્રીયા) ઈત્યાદી.

વારસાની અગણીત દોલત મોરટંનને આપવાનો વાલડરોનનો ની

ર્ણય, વાલડરોનની સખાવત તથા તેના જમાઈ મોરટનને નાણાની મોટી રકમોની ધીરધાર, વારસાના દસ્તાવેજોની તપાસ, મોરટન ખરો વારસદાર છે એવી સઘળાઓની કબુલાત ઇત્યાદી.

મોરટનનું દ્રવ્ય મદના કેફમાં ચળી જવું, અને હોનેરીયાને પેટ એક પરીચહેર બેટીનો જન્મ થવો, જેનું નામ "એગનસ" પાડયું. મોરટનનું અમીરી સભામાં મેંમબર તરીકેનું નામ નોંધાવવું. મોરટનને "લોર્ડ" તથા હોનેરીયાને "લેડી" એવા ઇલકાબ મળવાની કીરીયા અને તેઓનો ઉત્શાહ ઇત્યાદી.

ખુશીના દીવસ પુરા થયા અને વાલડરોન હોનેરીયા તથા મોરટન વીગેરેનું દુનીઆના ફરતાં કાળ ચક્રમાં આવી પડવું, વારસાના દસ્તાવેજો બનાવટી અને ખોટા છે, એવી વકીલના વડા કારકુનની, યોજના વાલડરોન અને ટીમપરેલ વચમાં તકરાર, બનાવટી દસ્તાવેજોની વાત મોરટનના જાણવામાં આવી, સઘળા કુટુંબ ઉપર આફતનું વાદળ આવી પડવું, મોરટનનું અચાનક અદ્રશ્ય થઇ જવું, તથા હોનેરીયા અને તેની બેટીને નીરાધાર હાલતમાં મુકી જવાથી હોનેરીયાનું કલ્પાંત તથા છેલ્લે વાલડરોનની આપઘાત ઇત્યાદી.

## લઘુ વીભાગ બીજો.

એગનસ અને તેની માસીની છોકરી ફ્લોરીબલ એઓ સતર સતર વરસની વયની થઇઓ, એગનસનો ચાર્લસ ડીવેર નામના સુરા પહેલવાન મરદ સાથે પ્યાર થવો તથા ફ્લોરીબલની "હેકટર" સાથેની મીત્રાચારી, હેકટર અને ચારલસ વચમાં મારામારી ઇત્યાદી.

વીનીફ્રેડ બારીંગટન નામનો ત્રીસ વરસનો એક સાહુકારી કેદી, જેનો જોહન ડાલહામ સાથેનો દીવાની મુકદ્દમો, બારીંગટનની છોકરી વીનીનું પ્રમાણીકપણું, તેણીનું ડાહાપણ તથા તેણીના બુઢા બાપા તરફનો પ્યાર, દાવાના કામને મુદ્દતપર નાંખવાની ભાંજગડ ઈત્યાદી.

વીનીફ્રેડની ગરીબી હાલતમાં તેના ઉપર ભયંકર આફત, તેણીના ઉપર એક બુઢી "ચીકલેડ" સ્ત્રીનું ખુંન કરવાનું તોહોમત, વીનીને પોલીશ અમલદારોનું પકડવું; તથા માજીસ્ટ્રેટ પાસે ચાલતી તપાસ ઈત્યાદી ઇત્યાદી.



## પાત્ર.

મોરટન... ... ... ... ... ... ... ... એક જુગારી મુસાફર.

મેટલાંડ લુશી ... ... ... ... ...એક નીરાધાર રખડતી છોકરી.

વાલડરોન... ... ... ... ... ... ... ... ... ... ... એક વકીલ.

હોનેરીયા ... ... ... ... ... ... ... ... વાલડરોનની છોકરી.

મીસ લીરટર ... ... ... ... ... ... ... ... હોનેરીયાની બેહેન.

મી૦ ટીમપરેળે ... ... ... ... ... ... ...વાલડરોનનો વડો કારકુન.

એગનર... ... ... ... ... ... ... ... ... હોનેરીયાની છોકરી.

ફ્લોરીખળ... ... ... ... ... ... ... ... લીરટરની છોકરી.

સેક્ષીટન ... ... ... ... ... ... ... ... વાલડરોનનો સોબતી.

---

## સુચના.

જાહાં "મીસ" એવા શબ્દ લખેલાછે ત્યાં છોકરી સમજવી.

,, "મીસટ્રેસ" ,, ,, ,, સ્ત્રી ,,

,, "મીસતર" ,, ,, ,, ,, પુરૂષ ,,

# પ્રકરણ પેહેલું.

## સ્થલ એક જુગારખાનું.

લંડન શેહેરમાં એક નવો આવેલો મોરટન નામનો મુસાફર, મોરટનની સખાવત, તેનું જુગારખાનામાં એકાએક જઈ પોંહોંચવું અને તાંહાં તેની પાસેના સઘળાં નાણાં હારી જઈ નાશીપાસ થઈ જવું.

(આપણી વારતા ઇસવી સન ૧૮૨૯ ના આગષ્ટ મહીનામાં શરૂ થઇછે)

બાર મહીના પુરા થયા, અને ગરમીની રૂતુ આવી પોંહોચી, જેને "લંડન સીઝન" કહે છે. શેહેરના શ્રીમંત ગ્રહસ્થોએ પોતાના બાગ બગીચામાં નદી કીનારા ઊપરના બંગલા અને પોતાના હમેશાના હવા ખાવાના રેહેઠાણ તરફ જવાની તૈયારી કરવા માંડી. પાર્લમેંન્ટ સભાના પ્રમુખો અને સભાસદોએ પોતાનું કામ એક તરફ મુકી દીધું. વકીલો અને બારીસ્ટરોએ પોતાના અસીલોના કામકાજ મુદતપર ચઢાવી રાખ્યાં. ટુંકામાં લંડન શેહેરની વસ્તીના શોખીલા લોકો હવા લેવાને માટે ઠરાવેલ જગોએ જવાની તૈયારી કરી ચુકયા; તેહેવારના દીવસ નજીક આવી લાગ્યા, અને શહેરના દોલતમંદ ગ્રહસ્થો ખાન પાન ઇત્યાદી મોજ મઝા કરવા શેહેર બાહાર નીકળી પડ્યા. નવી નવી ભાતની ઘોડા ગાડીઓ તબેલામાંથી બાહાર કઢાવી કીંમતવાન ઘોડાઓની જોડી ચાલતી કરીચો; અને શેહેરની ચારે બાજુએ ગાડીઓના ગડગડાટનો શોર મચી રહ્યો. યુવાવસ્થાની કુમારી સુંદર નાજનીઓ જેઓના લગનના દીવસ નજીક આવી લાગ્યા હતા, તેઓ પોતાનાં વીર્યની શાંતી કરવા શીતળ ટેકરીઓપર આરાશએશ લેવા જવા તૈયાર થઇચો. ગ્રીષ્મ રૂતુની સમાપ્તિ થઇ, ઝાડો ઉપરનાં જુના પાન ખરી નવાં આવ્યાં, પક્ષીઓ પોતાના માળામાં બેસી મધુર સ્વરે કીલકીલાટ કરવા લાગ્યા.

ઊપર આપણે કહ્યું છે, કે આગષ્ટ મહીનાની સરૂઆતમાં એક દીવસ સાંજના સુમારે આઠ વાગતા પછી એક જુવાન શખશ "કોફી હોટેલ ૧" ના દરવાજામાંથી નીકળી ચાલ્યો. આ જુવાન આશરે ત્રેવીસ વરસની વયનો લાગતો હતો. કદમાં ઊંચો, અને શરીરના શુશોભીત બાંધા વાળો, દેખાવમાં ચાતુર્ય, અને દીર્ઘ દ્રષ્ટીવાળો લાગતો હતો. તેના માથાંના વાળ કાળા, રમણીક આંખો, દાડમ કળી સરખા સુંદર દાંતોની હાર, ગોળાકાર ભવાં, ટુંકામાં તેના અમીરી લેબાસ સાથે તે મીલનસાર હતો એમ તેની ઉપરની રીત ભાતથી કલ્પના થઈ શકે.

હોટેલના દરવાજાના પગથીઆં ઉપર ઊભા ઊભા તેણે સામી ગલીમાં જોયું, અને હવે શું કરવું અને કયાં જવું, એવા વીચારમાં પડયો. શેહેરના સઘળા લોકો બાહાર ફરવા નીકળી પડયા, અને માત્ર તેજ લંડનમાં કાંઇ વાજબી કારણસર રહેલો હતો. વાસ્તવીકપણે જોતાં તેને શેહેરમાં કોઇ ઠેકાણે નીમેલી આરાંમ લેવાની જગ્યા નહોતી; તેમ કોઈ શ્રીમંત ગ્રહસ્થોની સાથે મીત્રાચારી પણ નહોતી; કે તેને આવે અવસરે આમંત્રણ આપી સાથે લઇ જાએ, તેની પાસે પૈસાની તંગાસ હતી એટલે ગરમીના દીવસમાં શીતલ ટેકરી ઉપર આસાએસ લેવાને તે ખરચ પુરો પાડી શકે, એવી તેનામા શકતી મુતલક નહોતી. જયારે તે આખા શેહેરની મીત્રોની ટોલીઓ સામું તાકી તાકીને જોતો, ત્યારે તે પોતે એકલો અને બેગાનો મરદ જોઇ ઘણો શરમીંદગીમા આવી જતો. ઘોરી રસ્તાઓ ઉપર ચીત્ર વીચીત્ર રંગની ગાડીઓમાં બેશી ફરનારા દોલતમંદ ગ્રહસ્થોની શાથે તે પોતે પોતાની સ્થિતી વારંવાર સરખાવતો; ને તે એક છેકજ દરિદ્ર હાલતમાં આવેલો જોઈ પોતે પોતાના દીલમાં પોતાની દ્રવ્યહીણ સ્થીતીનો ધીઃકાર કરતો; પણ તેમાં તેનો કાંઇ ઉપાવ નહોતો. હોટેલમાં તેની શાથેના બીજા મુશાફરો પાશે તે હમેશાં આ શેહેરમાં રહેવાના કારણો વીશે એમ કેહેતો કે, તે કાંઈ વારશા ના કામકાજના સંબંધમાં રોકાયલો છે.

---

૧ કાફી પાવાની જગ્યા.

વારસા બાબતની વાત અગાઉ ઉપર કાંઇ ખરી પડે તેમ હતી. હોટેલના બીલનો આંકડો તપાશતાં ગયા વખતનાં કરતાં આ વખતે વધારે રકમનો થયો હતો; તોપણ "હોટેલ કીપર ૧" અને બીજા પરચુરણ ધીરનારાઓના મનમાં તેના ઊપર પુરતો વીશ્વાશ બેઠેલો હતો, કારણ કે તેણે પોતાના વતનમાં ઘણા મોટા રકમબંધ પૈસા ખરચી નાખ્યા હતા, જેથી કરી તેનો ઉપરનો દેખાવ અગાઉનાં જેવો ભભકાદાર લાગતો હતો.

આ તેનો દેખાવ કેટલો ઠગાઇ ભરેલો હતો! એક માણસ હમેશાં સુંદર લેબાસ પેહેરી, કમરમાં ઘડીઆલ લટકાવી, મોઢામાં "શીગાર ૨", હાથમા ઊંચી જાતના મોજાં પેહેરી ફરવા નીકળે, અને હોટેલમાં મનવાંછીત, ખાવા પીવાને મોટા મોટા ગ્રહસ્થોની સાથે બેસે! આ સઘળા દેખાવમાં તેનું ગજવું છેકજ ખાલી હોય, તો પછી આપણે શું વીચાર કરવો! આવી ચાલ "મોરટન ઇવેલન" માં હતી, જેને માટે આપણે બોલીએ છઇએ.

મોરટન પાસે બીલકુલ પૈસા નહોતા, એમ નહોતું; પણ તેના ગજવામાં આશરે પચાસથી સાઠ પાંઊંડ ૩ ની બેંક નોટો હતી, માટે જો હોટેલનું બીલ ચુકાવી આપવાનું તેના મનમાં હોત, તો તે તથા બીજું તેનું સઘળું કરજ અદા કરી શકત; પણ તેને દેવું માત્ર વીસથી ત્રીશ પાંઊંડનું હતું, તેમ ધીરનારાઓનો વીશ્વાશ તેના ઉપર ઘણો હતો, એટલે આવે પ્રસંગે સઘળા પૈસા કરજમાં આપી દઇ ખાલી થઇ જવું, એ તેના પોતાના રીવાજથી ઉલટું હતું.

સામી ગલીમાં થોભાઈ રહી હવે શું કરવું અને ક્યાં જવું, એવા વીચારમાં તે પડ્યો; પણ બે ત્રણ કલાક જ્યાં તાંહાં ફરી પાછું પોતાના ઊતારા ઉપર આવવું, તેમ તેની પાસે સઘળા પૈસા ખરચાઈ રહેશે પછી તે શું કરશે? એવા તરહેવાર વીચાર કરતો કરતો

૧ વીસીખાનાનો માલેક. ૨ બીડી. ૩ દસ રૂપૈઆનો એક પાંઊંડ.

" રીજેંટ સ્ટ્રીટ ૧" માં નીકળી પડ્યો. રસ્તામાં ચાલતાં એક તરૂણ વય ની છોકરી તેની નજરે પડી, તેણીના ગાલ ઉપર યુવા અવસ્થાની રોશની ઝાંખી લાગતી હતી, અને જાણે તેની તાજી જોબનની ખુબસુરતીમાં ફી કાશ લાગતી હોએ એમ તેના જોવામાં આવ્યું. "મોરટન ઇવેલને" તેણી ની ઊપર ચોકશ નજરથી જોયું તો તેણીનો ચેહેરો દીલગીરી ભરેલો જોવા માં આવ્યો, એટલે વધારે ખાત્રી કરવા સારૂ **મોરટને** પોતાની આંખો ઉપર ચશમા ચડાવી ધ્યાંનસ્થપણેથી તેણીને જોઈ લીધી અને પોતાના મ નમાં ધાર્યું કે જો હું તેણીને થોડું ઘણું આપીશ તો તેથી કરીને હું ઘ ણો ગરીબ નહી થઈ જાઉં; આવો વીચાર કરી પગ ઊપાડ્યો, અને જાંહાં તે છોકરી મધ્ય બજારની એક દુકાનના કહેરા ઊપર અઢીગણ દ ઇ ઊભેલી હતી, તાંહાં પાસે જઇને જોયું તો તે એક મોટી ભયંકર આફ ત નીચે માહા સંકટના ફાંસામાં આવી પડી હોએ, એવો તેણીનો ચેહેરો જોઈ **મોરટન**ને દયા આવી, એટલે તેહેનો હાથ પકડી પુછે છે:-

**મોરટન**—પ્યારી છોકરી શું તમે આજારી છો ?

મોરટનનો વીચાર તેણીનો ચેહેરો નાખુશ શામાટે છે એમ પુછવા નો હતો; પણ તેવો સવાલ કરવો **મોરટને** દુરસ્ત ધાર્યો નહીં; કારણ કે તેના સાચાં કે જુઠાં કારણ તેણીની પાસેથી કહેવરાવવા એ તેને ઠીક નહીં લાગ્યું.

**છોકરી**—ના સાહેબ હું આજારી નથી, એમ કહી છાતી ફાટે તેમ રોઈ પડી.

**મોરટન**—આવો, આવો, દલગીર નહી થાઓ, આપણે તેના ઉપાઓ કરીશું. આટલું બોલી **મોરટન** શરમાઇ ગયો, અને પોતાના ગ જવામાં હાથ નાખતાં એક તરફથી ત્રણ રૂપાની શીલીંગ ૨ નીકળી, અ ને બીજી તરફથી પાંચ પાઉંડની એક નોટ નીકળી; રૂપાંની શીલીંગો આ પવાનું તેણે દુરસ્ત નહી ધાર્યું, તેમ પાંચ પાઉંડની નોટ તેના હાથમાં

૧ ગલીનુ નામ ૨ અરધો રૂપીઓ.

થી છુટી શકી નહી. તેણે નોટ વટાવવાનો વીચાર કીધો પણ તેમ કરવું પણ તેને ઠીક લાગ્યું નહી.

**મોરટન**—તમારી આવી હાલત કેમ થઇ? (આવો સવાલ પુછવો પહેલે દુરસ્ત નહી ધાર્યો હતો પણ તે ભુલી જઈ પુછયો)

**છોકરી**—સાહેબ મારી હકીકત દુખદાએક છે. મારૂ નામ "**મેટલાં ડલુશી**" છે. હું પ્રથમ એક અમીરના ઘરમાં દાશી તરીકેનું કામકાજ કરી ખુશી સાથે મારો નીર્વાહ ચલાવતી; જાંહાંથી એક જુવાન મરદ મને ઠગીને મારી સાથે લગ્ન કરવાની કબુલાત કરી મને લંડન શેહેરમાં લઈ આવ્યો; ને પછી તે નીર્દય માણસે મને નીરાધાર હાલતમાં રઝળતી મુકી. ત્યારબાદ મેં વેશીયાનો ધંધો કરવા માંડયો અને ઘરની ધણીઆણીએ એવો હુકમ કીધો કે, બાહાર ગલીઓમાં જઇ પૈસા કમાઈ લાવ; નહીં તો અહીં પાછી આવીશ નહીં.

આ હકીકત તેણીએ કાંઇપણ ચુકતી કીવાં છુપાવવા વગર કહી દીધી; તેથી ખરેખર **મોરટન**ના મનમાં ઘણો શોક ઉત્પન થયો, એટલુંજ નહીં પણ તેણીની વાત તેને સઘળી ખરી લાગી, **મોરટને** કાંઇ પણ આનાકાની કર્યા વગર પાંચ પાંઊંડની નોટ તેણીના હાથમ મુકી દીધી; અને તરતજ પોતાને રસ્તે પડયો, એમ સમજીને કે રખેને કોઈ મને આવું સારૂ કામ કરતાં દેખે.

થોડેક દુર નહીં ગયો એટલામાં એક કોમળ હાથ મોરટનની ગરદન ઊપર પડયો.

**છોકરી**—સાહેબજી મને માફ કરજો; મેં તમને રસ્તામાં ચાલતાં રોકયા છે, ખરેખર તમેજ મને દુખમાંથી મુક્ત કરી છે, તમેજ મારો બચાવ કીધો છે, માટે મેહેરબાની કરી તમારૂં નામ શું છે તે મને જણાવો, એટલે તે હું હમેશાં મારી પ્રાર્થનામાં યાદ કરૂં.

મોરટન જાતે ધર્મ સંબંધી બાબતો ઊપર થોડું લક્ષ આપતો, તેણે પેલીના વચન સાંભળી જરા મોઢું મલકાવી તેણીના હસતા મુખડા ઉપર

નજર કરી કહ્યું કે મારી પ્યારી છોકરી જો તારે મારૂં નામ એવા સારા ઉપયોગમાં લેવાની ઈચ્છા હોય તો મારૂં નામ **"મોરટન ઈવેલન".**

**છોકરી**–વારૂં ત્યારે તમારૂં નામ હું કદી ભુલીશ નહી; એમ કહીં તે એક સામી ભભકાદાર રોશનીવાળી ગલી જાંહાં કે મનહર સ્ત્રીઓની બજાર ભરાતી હતી તે તરફ જવાને બદલે એક અંધારી ગલીમાં ચાલતો થઇ. આ સઘળા બનાવનો ચીતાર **મોરટન**ની નજર આગળથી નહીં ખશી જાય એવો થઈ પડયો હતો. પણ આગળ ચાલતાં હવે પછી શું કરવું, એમ ફરી વીચારવાની જરૂર થઇ. તેવામાં તે એક બંધ કરેલા દરવાજા આગળ જઇ પોંહોંચ્યો. એ દરવાજાના બાહારના ઓટલા નજીક એક ચકચકીત રોસનીવાળી ચરાખ બળતી હતી. **મોરટન** જરા થોભાઈ બોલ્યો, " ના, ના, આંહીતો નહીં."

આપણા સુજ્ઞ વાંચનારાઓને જાણ કરવાની જરૂર થાયછે કે જે દરવાજા આગળ મોરટન જઇ પોંહોંચ્યો તે એક જુગાર રમવાનો અખાડો હતો, જાહાં તે અગાઉ એક વખતે થોડી વાર રહયો હતો. એટલુંજ નહી પણ એજ અખાડામાં તેણે પૈસાની મોટી રકમ જે તેને વારશામાં મળી હતી, તે બે વરસ અગાઉ ગુમાવી બેઠો હતો, અને તેને માટે તેને ઘણો પશ્ચાતાપ થયો હતો. મોરટન તે સઘળું આ વખત ભુલી ગયો, અને બંધ કરેલા દરવાજાનુ બારણું ખોલાવી અંદર દાખલ થયો અને તુરત જ તે જુગાર રમવાની એક ટેબલ પાસ જઇને બેઠો, અને પોતાના દીલ સાથે તે વીચાર કરેછે.

**મોરટન** પોતાના મનમાં, " મારી પાસ માત્ર પચાસ પાઊંડ રહ્યાછે તે જો હું હારી જઇશ તો પછી મારી શી ગતી થવાની. પણ મારે એમ પણ ધારવું જોઈએ કે જ્યારે માણસ પૈસા વગરનો થઇ છેકજ દુરદશા ભોગવે છે અને છેકજ માઠી હાલતમાં આવી જાયછે, ત્યારે વખતે તેના નસીબ એકદમ ખુલી જાયછે; માટે જો હું યાહોમ કરી ઉદ્યમ કરીશ તો વખતે પચાસના પાંચશે પાઊંડ થઈ જતા ઘણા સહેલછે, શું હું હમેશા હાર હાર

જ કરીશ? જો હું સઘળું આજજ રાતના હારી જઈશ તો પછી બી જો ઇલાજ કરીશ, ને જો મને એક વરસના ખરચ જેટલાં નાણાં મ ળશે તો પછી હાલની રીત પ્રમાણે મારો ખરચ નીભાવીશ"

આપણા વાંચનારાઓના જાણવામાં આવી ગયુંછે કે **મોરટનનું** ઉડાઉપ ણું, દુરાચરણ, બેફીકરાઈ, અને તેની ખોટી પતરાજી સાથે તેના સારા વીચારોમાં બીલકુલ ખોડ કાઢવા જેવું નહોતું, અને જો તેની પાસ કોઇ ની તીવાન સલાહકાર હોત તો **મોરટન** એક વીવેકી ગ્રહસ્થોની મંડળીમાં બેસ વાને લાએકનો થઇ પડત.

**મોરટન** આખરે જુગાર રમવાનાં કામમાં લલચાયો; અખાડામાં રાબેતા પ્રમાણે મંડળ ભરાયું હતું, ટેબલ ઉપર લીલી સાટીન જડેલી હતી, ટેબલ ફરતા આઠ દસ જુગારીઓ રમવા બેઠેલા હતા; તેઓ દર એક ની પાસે કલઇની પેટીઓ પડેલી હતી, જેમાં સુંના રૂપાના સીક્કાઓ તથા બેંક નોટો પડેલી હતી, જુગારીની મંડળીમાંના કેટલાએકો; તો નાણા ખોઈ તારાજ થઈ ખરાબ હાલતમાં બેઠેલા જોવામાં આવતા હતા; કેટલાએકો ને તો **મોરટન** ઓળખતો હતો, અને થોડીવાર વાતચીત કરયા બાદ તે રમત ઉપર બેઠો.

રમત ચાલતી કરી અને પેહેલે વખતે **મોરટન** પાસે જેટલા પાઉંડ હતા તેના બમણા થયા, એટલે મોરટન ખુશી થઈ કેહેવા લાગ્યો કે "કીસમતે આખરે ઇઆરી આપી" એમ કહી હીમત પકડી ફરીથી રમત શરૂ કરી. "ધારણા ધારવી માંણસના હાથમાંછે; પણ પાર પાડવી પરમેશ્વરનાં હાથ- માંછે" **મોરટનનો** દાવ અવળો પડવા લાગ્યો, અને રમતાં રમતાં આખરે તેની પાસે એક છેલ્લી બેંક નોટ રહેલી હતી તે પણ તે હારી ગયો.

**મોરટન** "અરે અરે! આજની રાત તો નોંધ રાખવા જોગ થઈ પડી; મારી હાલત ખરાબ થઈ પડી; હવે શું કરૂં, અને કાંહાં જાઊં?" એમ કહી દીલગીરીમાં ગીરફતાર થઈ પડયો; રમતતો ચાલતીજ રહી હતી ને મોરટનને પોતાની ખુરસી ઉપર બેઠાં બેઠાં પોતાનાં નાસીપાસિપણાનો

ચીતાર તેની નજરે ઘડી ઘડી આવતો. તેના માથાંના કાળા વાળ વીખરાઈ ગએલા, શરાબના નીશાંવાળા ચેહેરાની આસપાસ વીંટાઈ ગયલા દેખાતા હતા. એક હાથ ટેબલ ઉપર, અને બીજો પોતાના માથાં ઉપર મુકી વીચારમાં ને વીચારમાં એક પુતળાંની મીસાલે સ્થંભ થઈ ગયો; તેનું મન ઘણું આકુળ વ્યાકુળ થતું હતું. ટુકામાં તે આપઘાત કરી પોતાના પ્રાણનો ત્યાગ કરે; એ શીવાએ બીજો એકપણ રસ્તો ખુલ્લો રહેલો નથી; એવો પોતાના મન સાથે તે ઠરાવ કરી તુરત ખુરસી ઉપરથી ઉઠી ટોપી પેરી, પોતાના બેત્રણ સોબતીઓ જેઓને **મોરટનના** પૈસાનો લાભ મળ્યો હતો તેઓને સલામ કરી ચાલતો થયો, અને પાછલ રહેળા બીજા જુગારીઓ **મોરટનની** બેવકુફી ઉપર પેટ ભરીભરીને હસવા લાગ્યા.

---

# પ્રકરણ બીજું.

---

## સ્થળ એક દેવળનું ભોંયરૂં.

અંધારી કાળી સીહા રાતની વખતે મોરટનનુ ફરવા નીકળવું, મધ્ય રાતને સમયે તેનું એક બીહામણી જગા ઉપર આવેલાં દેવળના ભોંયરાં પાસે આવી પોંહોંચવું; જાહાં વાલડરોન નામના વકીલ તથા તેના સેક્ષ્ટન નામના સોબતીની અચાનક મુલાકાત થવી; વાલડરોનની વારસદારની શોધની ખબર મોરટનને મળવાથી તેના મનમાં આશાનું પેદા થવું.

**મોરટન** હોટેલમાં ખાતો હતો, પણ તાંહાં તેને વધારે ખરચ થાય તેટલા માટે તેણે રહેવાને માટે એક અલાએદી જગાએ કોટડી ભાડે રાખેલી હતી; જાહાં તેની પાસે ગાડીના પૈસા નહીં હોવાથી તે પ

ગે ચાલતો થયો. જુગારના અખાડાથી તેનું રહેવાનું ઠેકાણું ઘણું દુર હતું તે તરફ મોરટન (હારેલો જુગારી) ચાલ્યો જાએછે; રસ્તામાં ચાલતાં દીલગીરીનો મારયો આસપાસ શું છે ને શું નહી તે ઉપર તેનું ધ્યાંન અપાતું નહોતું, મોરટન આખરે તેની હદમાં આવી પોહોંચો. મેદાનની ચોખી અને ઠંડી હવાથી તેની થડકતી છાતી તથા તેના ફીકા થએલા ગાલ ઉપર ગમીની ગરમી ઉપર સીતલતા વરશતી હતી. પગલું જોસભર ઉપડતું હતું, અને મનમાં તરેવાર વીચારો ગોઠવતો ગોઠવતો જતો હતો, તેવામાં તેની નજર એક મોહોટા દેવલના ઘડીઆલ ઉપર ગઇ, અંધારી ઘોર મધ્ય રાતનો સમય થયો હતો, દેવલ તરફના રસ્તાથી પોતાનું રહેઠાણ નજીક આવે તેમ હતું, એટલે મોરટન તે તરફ ચાલ્યો જાયછે. આ દેવલ અસલી ઘણા વરસનું બાંધેલું હતું, અને એવીતો એકાંત અને બીહામણી જગામાં આવેલું હતું કે રાતની વખતે માણસો તે જગા આગળ થઇને કવચીતજ જતા હતા; પણ મોરટન કોઈ પણ પ્રકારે વેહેમી નહોતો.

રાત અંધારી હતી, દેવલ પાસેના કબરસ્થાનમાંના સ્થંભો તથા સંગેમરમરના કોતરેલા પથરોના બાવલાંઓ આસમાનનાં ચળકતા તારાના કીરણોના પ્રકાશથી દેખાતાં હતાં, તે જોતો જોતો મોરટન ચાલ્યો જાએછે, તેટલામાં તેની નજર ઉપર થોડેએક દુર જરા ઉજરડું આવ્યું, પણ તે તુરતજ તેની આંખો આગળથી ગુમ થઇ ગયું. મોરટનના મનમાં શક પેદા થયો અને તે તેની વધારે ખાતરી કરવાને તે એક સાંકડા મારગમાંથી પસાર થવા લાગ્યો, જાંહાં ફરીથી તેની નજર આગળ એક ઉજરડું આવ્યું તેપણ તુરતજ ગુંમ થઈ ગયું. આથી તેના મનમાં એમ આવ્યું કે દેવળનો માલીક કોઇ મંડળીના મેંબરો આવવા ઉપર તેમને માટે તૈયારી કરી રાખતો હશે; એમ વીચારી મોરટન પેલી તરફની બારી આગળ હલુસેથી આવ્યો. બારીમાં કાચ જડેલા નહોતા પણ માત્ર લોઢાંના સરીઆ ભરેલા હતા, તાંહાં ઉભા રહી બારી અંદરનાં માણસોના મોઢામાંથી નીકળતા

શબ્દો તે સાંભળતો હતો, તે શબ્દો એ હતા કે "સેક્ષટન હવે આપણે આંહી શાવાસ્તે રોકાવું જોઇએ? " કોફીન ઊપરનું ઢાકણું બંધ કીધું છે? તેનો જબાપ અંદરના બીજા માણસે આપ્યો, "સાહેબજી તમે ખુબ સંભાળ રાખજો, બતીનું અજવાળું બાહાર દેખાએ નહી, કે રખેને બાહારથી કોઇના જોવામાં આવે."

**જવાપ**–હા હું વધારે સંભાળ રાખીશ; પણ જે કામ આપણે કરીએ છીએ તે કાએદે સર છે.

સેક્ષટનના બોલવાને રદ કરવાને વાલડરોન એમ કેહેછે કે "તેમા કાંઇ હરકત નથી એમ હું ખાતરીથી કહી શકતો નથી" એમ કહી તેણે વધારે કહી સંભળાવ્યું; પણ મોરટનના સાંભળવામા તે પાછલા શબ્દો આવ્યા નહીં. "વાલડરોન" એ નામ "મોરટન" ના સારી પઠે જાણવામાં હતું, તેમ તેની સાથે થોડી ઘણી ઓલખાણ પણ હતી. "વાલડરોન" વકીલ હતો માટે આવી મધ્ય રાત્રીને સમયે દેવળના ઝુંપડાંમા મોરટનના ધારવા પ્રમાણે કાંઇ અમુક કામને માટે છુપી રીતે આવ્યો હશે.

**મોરટન** દેવળના બારણા પાસે આવ્યો, બારણું વાસેલું હતું પણ તેને કુલુપ લગાવેલું નહોતું મોરટન અંદર દાખલ થયો અને ભોંયરાં તરફ ગયો. ભોંયરૂ તેના જાણવા પ્રમાણે અંદરના બુરૂજના ભોંયતળીયાની સપાટીમાં હતું. આ ભોંયરૂ મોરટને એક વખત અગાઉ અજાયબી વીરામ પમાડવા સારૂ જોયું હતું. જેવો તે ઉંબરા આગળ આવી પોહોંચયો તેવોજ તેના કાન ઉપર ચાલતાં માણસના પગના શબ્દકાનો અવાજ આવ્યો. એટલે મોરટન દરવાજા પાસે (વાલડરોન અને સેક્ષટન નીચેથી આવી પોંચે તાંહાં સુધી) રાહા જોઈ ઉભો રહયો.

બંને જણ આવી પોંચ્યા, તેમાં સેક્ષટનના હાથમાં એક ફાનસ હતું, જેમાંથી બુજાઇ જવા આવેલી બતીનું સેજ ઉજરડું પડતું હતું, પણ આવતાં આવતાં બતી ઓલવાઈ ગઈ.

**મોરટન**--ધડકશો નઇ, હો! એ તો હું મોરટન છઊં.

**સેક્ષટન.**—(ભયભીત થઈને ) અરે આંહી કયાંથી ?

**વોલડરોન**—ચુપ! એમ કહી નીચી બારીમાં થઇ ચાલતો આવી મોરટનને મળ્યો. કેમ મોરટન આ વખત કેમ આવવું થયું ?

**મોરટન**— દૈવ યોગે હું આટલામાં રહું છઉં, રસ્તેથી આવતાં ભોંયરાંની બારીમાંથી મેં અજવાળું દીઠું, તેથી અજાએબ થઇ તે શું છે તે જોવા માટે મારૂં આવવું થયું છે.

**વોલડરોન**—ઠીક છે તમે આવ્યા તેથી અમોને કાંઇ હરકત થઈ નથી; પણ તમોએ જોએલી વાત કોઇને કહેશો નહીં; કારણ કે હું કેટલીએક છુપી વાત શોધી કાડવા પાછળ ફરૂંછઊં.

**મોરટન**—હા, હું તેમજ ધારતો હતો. તેવામાં સેક્ષટન બોલી ઉઠયો કે, તમે જે શોધ કરોછો તેમાં છેવટ મને કાંઈ ફાએદો થશે, એમ તમે કહી શકોછો; કેમ મી૦ વાલડરોન !

મોરટન અને વાલડરોન વચ્ચે જે વાતચીત થએલી હતી તેમાં આશા અને ભય બંને વાત રહેલી હતી.

**વોલડરોન**—(મોરટન સામું જોઇને) તમે આવતી કાલે સુમારે દસેક વાગતાં મારી પાસે આવજો, ભુલતા ના.

આવા વાલડરોનના વચન સાંભળી હારેલા જુગારી (મોરટન) ના મનમાં આશા પેદા થઈ.

**મોરટન**—ત્યારે શું તમે મને કાંઇ કારણસર બોલાવવા માંગોછો?

**વાલડરોન**—નહીં નહીં, હાલ તે વીશે હું તમને કાંઇ કહેવાનો નથી. "કોફીન લીડ ૧" ઉપરનું નામ મેં મારી નોંધ બુકમાં ઉતારી લીધું છે તે મેં જ્યાં સુધી મારી નોંધ બુક સાથે મેળવ્યું નથી ત્યાં સુધી મને કાંઇ ખાત્રી થાય નહીં; માટે તમે આવતી કાલે આવજો એટલે આપણે બંને જણ વીચાર કરીશું.

જેમ ઊંડાં પાણીમાં ડુબકી ખાનાર માણસના હાથમાં ઓવાળ આવે

૧ મુડદાંની પેટીનું ઢાંકણું.

તેમ મોરટનના મનમાં ખોટી આશા રાખવાના કેટલાંએક કારણ મળી આવ્યાં તે પોતાની યાદદાસ્ત તાજી કરવા લાગયો; પણ તેની માઠી અવસ્થાનો ચીતાર જ્યારે તેની નજર ઉપર આવ્યો ત્યારે તેની આશા નકામી થઈ પડી હતી.

**મોરટન**—દેવળ આગળથી નીકળી પોતાના રેહેઠાણ તરફ પોંચયો જ્યાં તે એક કોચ ઉપર સુતો, નીંદ્રા આવી નહીં; મનમાં આશાને લગતા તરેવાર વીચારો કરવા લાગ્યો. તે પોતાના દીલ સાથે કહેછેઃ—અરે શું હું આવી ને આવી હાલતમાં રહીશ? પણ નહીં! હવે મને કોઇ એવો રસ્તો મળે કે જેમાંથી હું એકદમ પૈસાવાળો થઈ જાઊં તો હું કેવો નસીબદાર કહેવાઊં; નહીં! નહીં! પણ આવા ખોટા વીચાર શામાટે કરૂં છઊં? એવો રસ્તો તે કયો છે કે જેમાંથી મને દ્રવ્ય મળે? આવા અગણીત વીચાર કરતાં કરતાં આખરે નીંદ્રાએ તેને ઘેરી લીધો, અને જાગ્રતપણામાં કરેલા વીચાર તેને સ્વપનામાં સઘળા આવી ગયા હતા.

જેવો તે સવારમાં ઉઠયો તેવુંજ તેને વાલડરોનને ત્યાં જવાનુ યાદ આવ્યું; સાંમેની ઘડીઆળમાં ટકોરો નવનો થયો, એટલે મોરટન તુરતજ કપડાં પેહેરી વાલડરોનની હાફીસ તરફ ચાલતો થયો.

વાલડરોનની હાફીસ "લીકોલન ફીલડમાં ૧" આવેલી હતી; પણ તેનું ખાનગી રહેવાનું ઘર 'રસલ સ્કુવેર ૨'માં આવેલું હતું. વાલડરોનના ઘરમાં માત્ર બે છોકરીઓ શીવાએ તેને બીજું ફરજન નહોતું અને તે પોતે રંડાએલો હતો.

જેને માટે આપણે હવે પછી બોલીશું! વાલડરોન (અટરની)ની હાફીસ લીકોલન ફીલડમાં એક મોટી વીશાળ હવેલીની નીચેની બાજુએ રાખેલી હતી, તેની હાફીસમાં બધા મળી ત્રણ કારકુન હતા, તેમાં એક વડો કારકુન, બીજો નકસા ઉતારનાર, અને ત્રીજો બાહારનું કાંમ કાજ કરનાર. આ ત્રણમાં વડા કારકુનનું નામ મી૦ ટીમપરેલ, જે મી૦ વાલડરોનને અપી

---

૧ લીકોલન નામની વાડી. ૨ રસલ નામનો ચોક.

ય નહોતો; પણ તે કાએદાના જ્ઞાનમાં નીપુણ નહોતો; તેમ તે જેવો જો ઇએ તેવો ચંચળ અને હોશીઆર પણ નહોતો; મી૦ ટીમપરલે પહેલાં વકીલ હતો; પણ કામ કાજમાં તેની કસુર આવવાથી તેનું સરટીફીકટ લઇ લેવામાં આવયું હતું, જેથી તેને વાલડરોનની હાફીસમાં નોકરી લેવાની જરૂર થઇ હતી.

બાહારનું કામ કાજ કરનારો કારકુન કપડાં લતાં સારાં પહેરી ઉપરથી પોતાનો ભભકો વધારે બતાવતો, પગમાં ઊંચી કીસમના ચકચકીત બુટ પહેરતો, કમરમાં ઘડીઆલની સાંકળી લટકાવી જ્યારે તે પોતાના કામે બેશતો ત્યારે તેનો ડોલ અમીર જેવો દેખાતો હતો.

નકલ કરનાર કારકુન મધ્યઅવસ્થામાં કપડેલતે હમેશાં ગલીચ રહેતો હતો, તેનું કુટુંબ બોહોળું હતું, જ્યારે ત્યારે દારૂ પી છાકટો થતો. તેની ઓરત હમેશાં આજારી રેહેતી, તેણીના બદન ઉપર એક ફાટેલી શાલ જોવામાં આવતી, અને બજારમાં તેણીની સાથે એક બે છોકરાઓ આંગળીએ દોરાએલા જોવામાં આવતા. રસ્તામાં જો તેણીનો ખાવંદ આવ્યો હોય તો તેની પાસેના સઘળા પૈસા લઈ લેતી, કારણ કે તે ઘણો ઊડાઉ હતો.

મી૦ વાલડરોનની પોતાની ખાસ બેસવાની હાફીસ ઘણી સાફ અને શોભાયમાન હતી. તેની લાયબ્રેરીમાં કાયદાનાં જોઇએ તેટલાં પુસ્તકો હતાં. તેની ટેબલ ઊપર છુટાં કાગળો એટલાં બધાં પડેલાં જોવામાં આવતાં કે અંનજાણો માણસ તો એમજ ધારે કે આવા મોટા વકીલને આટલું બધું કામ કરી ફુરસદ કયારે મળતી હશે ?

બરાબર દસમાં પાંચ મીનીટ કમ હતી, તે વખતે વાલડરોન પોતાની હાફીસમાં આવ્યો અને બરાબર દસ વાગતે મોરટન પણ ત્યાં આવી પોહોંચ્યો. જેવો તે અંદર દાખલ થયો તેવોજ વડા કારકુન ટીમપરેલેએ મોરટનનો હાથ પકડી તેને વકીલ વાલડરોનના ઓરડામાં લઇ ગયો, પણ વાલડરોન પેલા કોફીન લીડ ઊપરથી લીધેલી નોંધ સાથે બીજા

દસ્તાવેજો સાથે મેળવવાના કામમાં ગુંથાયો હતો તેથી મોરટનને માત્ર આંખના એસારાથી આદર સતકાર કરી બેસાડયો.

**વાલડરોન** (મોરટન સામુ જોઇને) આપણે એક વખત અગાઉ મળ્યા હતા ખરા કે? એમ કહી પોતાના ગજવામાંથી ઘડીઆળ કાડી તેમાં જોયું તો હાફીસનો વખત થઇ ચુકો હતો. એટલે કામ શરૂ કરવું જોઇએ. એમ કહી વાલડરોન ખુરસી ઉપર અઢીગણ દઈ જમણા કાન ઉપર લખવાની પેન ખોશી, તેનો અંગુઠો ડગલાના ગજવામાં રાખીને મોરટનપ્રત્યે વાલડરોન ફરીને કહેછે; કેમ મોરટન આપણે કયારે અને કએ ઠેકાણે મળ્યા હતા, તમોને યાદ છે?

**મોરટન**–પ્રથમ તો તમોએ મને કાગળ લખ્યો હતો અને જેમાં તમોએ મને તમારી પાસે આવી રૂબરૂ મળી જવાનું લખ્યું હતું. તમારા લખાણ પ્રમાણે હું તમોને રૂબરૂ મળવા આવ્યો હતો તે વખતે તમોએ મારા પોતાના ફાએદાને માટે મારા બાપનું તથા મારા બીજા વડવાઓનાં નામ ઠામ વીશે ખબર મારી પાસેથી માગી હતી; પણ તેવી ખબર આપવાને હું શકતીવાન નહોતો.

**વાલડરોન**—વારૂં ત્યારે તમારા પોતાના કુટુંબ વીશે તમો ખબર આપવા શા માટે અશક્ત હતા?

**મોરટન**—સાહેબ મારો બાપ લીવરપુલમાં એક વેપારી હતો અને તે આજથી આશરે બારેક વરશ અગાઉ મરી ગયો છે; મારી મા મને છેકજ બાલ્યાવસ્થામાં મુકી મરી ગઇછે. મારો બપાવો મારો જનમ થયા અગાઊ ગુજરી ગયેલ હતો, માટે હું નાની ઊંમરથી ઊછરીને મોટો થયા બાદ મેં થોડી થોડી ખબર મેળવેલી તે મેં તમને કહી સંભળાવી. મારો બાપ મરી ગયા પછી મને નીશાળમાં અભ્યાસ કરવા મોકલાવ્યો અને ત્યાંથી હું કોલેજમાં અભ્યાસ કરવા ગયો હતો અને મારૂં પાળણ પોશણ કરનાર મારી પુખ્ત ઊમર થયા અગાઊ ગત થઇ ગએલાં હતાં.

**વાલડરોન**—ઠીક છે, પણ તમારી પાસે કાંઇ તમારા વડવા વખતના બખતર ઈઆ કાંઈ નીશાની દાખલ હથીઆર છે?

**મોરટન**--અરૂં બોલાવો તો કંઇજ નથી; કારણ માહારો બાપ વેપારી હતો.

**વાલડરોન**—ત્યારે બાર મહીના અગાઉ મેં તમને બોલાવ્યા તે વખતે મેં તમને જે વાત કહી હતી તે સઘળી તમને યાદ છે શું?

**મોરટન**-હા, તમે મને કહ્યું હતું કે તમારી પાસે અગણીત રકમનો વારસો ખરા વારસદારને શોધી કાઢીને આપવાને માટે અનામત છે, જેને માટે તમે હજારો રૂપીઆ ખરચી નાખ્યા અને આખાં વરશના વરશ શોધ પછવાડે કાઢયાં.

**વોલડરોન**— ત્યારે તો મારી કહેલી વાત સઘળી તમોને યાદ છે ખરી! મારે તમોને વધારે કહેવાનું એટલુંછે કે મારા જોવામાં ઘણા **ઈવેલન** નામના સખસો આવ્યા છે, તોપણ મને કોઈ ખરો વારસદાર મળી શકયો નથી; માટે જો તમે મને બરાબર મદત કરશો તો શોધ કરવા વીશે તમે જે વાત કહેશો તે હું ધ્યાંન દઈ સાંભલીશ.

**મોટરન**—પણ તમારા અગાઉના ફરમાન પ્રમાણે મેં લીવરપુલ ખાતે જઈ તપાસ કીધી હતી; પણ મારો બાપ તેની ત્રીશ વરશની ઉમર પછી ત્યાં રહ્યો નહોતો. બાકી બીજી અગાઉની કાંઇ પણ હકીકત મને મળી શકી નહોતી, તેટલા માટે મેં ન્યુસપેપરમાં છપાવ્યુંછે કે જો કોઈ સખસ "ઇવેલન આંડરયુ ૧" નામની "બાપટીસમલ ૨" "સરટીફીકટ ૩" મેળવી આપશે તેને ઇનામ આપવામાં આવશે.

**વાલડરોન**-વારૂં ત્યારે આંડરયુ ઇવેલન તમારો વડવો થાએ શું?

**મોરટન**—હા; પણ જો મને સરટીફીકટ મળી શકે તો તે વીશે હું તમોને વધારે ખાતરી કરી આપી સકીશ.

**વોલડરોન**—પછી શું થયું, આગળ વાત ચલાવો.

---

૧ વડવાનુ નામ. ૨ પરનાળકા. ૩ ખાતરી પત્રક.

**મોરટન**—આટલું કરતાં મારૂં કાઇ વળ્યું નહી, ને છેવટે મેં આવીને તમોને ખબર કહી, તોપણ તમારી તો ખાતરી થઇજ નહીં.

**વાલડરોન**—ત્યારે પછી તમોએ એ વાત પડતી મુકી અને કાંઇ વધારે પ્રયત્ન કરચોજ નહીં કે ?

**મોરટન**—ખરેખર એમજ થયું તો. ગઇ રાત સુધી તો એ વાત હું તદન વીસરી ગયો હતો; પણ જયારે તમે દેવળના ભોંયરા આગળ મને મળ્યા ત્યારેજ મેં જોયું કે હજી તમે તમારી શોધ જારી રાખીછે.

**વોલડરોન**—ખરી વાત છે (જરા મોહો મલકાવીને)

**મોરટન**—જ્યારથી તમે અને સેક્ષટન ભોંયરામાં શોધ કરતા હતા ત્યારથી આશાએ આંવીને મારા દીલમાં વાસો કીધો.

**વાલડરોન**—ત્યારે એવી આશા તમોએ શું કરવા રાખી? શું તમોને માનવાને કાંઇ પણ કારણ છે કે ? તમારા વડવા લંડંન શહેરમાં આવેલા હતા !

**મોરટન**—ના સાહેબ હું ખાતરીથી કહી શકતો નથી; પણ મારા વડવાઓને લંડંન શેહેરમાં કોઇ જગોએ પણ દફનાવ્યા હશે. પણ હાલ તો હું નીરાધાર હાલતમાં આવેલો છઊં, અને મારા ગજવામાં એક પાઇ પણ રહેલી નથી.

**વાલડરોન**—આવી તમારી હાલતથી ખરેખર હું ઘણો દલગીર છઊં, પણ તમારી પાસે નાણાની મોટી રકમ હતી, તે તમે વગર વીચાર કરવે ઉડાવી દીધી અને જે મિત્રોથી તમે કાંઈ પણ આશા રાખતા હતા, તેવા મિત્રોએ તમોને કાંઇ પણ મદત કીધી નહોતી. જ્યારે કાંઇ ધંધો નથી, તેમ કોઇ પણ જાતની તમારે આવક પણ રહેલી નથી; ત્યારે હવે શું કરવું એવા વીચારમાં તમે હમેશાં ફરયા કરોછો, કેમ મી૦ મોરટન આ વાત ખરીછે કે ?

**મોરટન**-હા, ખરી વાત છે; હું મારી બેવકુફાઈ અને બેફીકરાઈને માટે અતી ઘણો દીલગીર છઊં.

**વાલડરોન**—હશે, બન્યું તે ખરૂં ગયા દાહાડા સંભારવા નકામા છે; હવે હું તમને કહું છઊં કે તમે તમારા મનમાં નકી આશા રાખી મલકાઈ નહી જતા. ખુશીનો ઉપયોગ ધૈર્યવડે કરજો, ફુલાઇ નહી જ શો. ગઇ કાલ રાતે મેં શોધ કરયોછે તે ઉપરથી મને ખરેખર તો નહી, પણ મારી કલ્પના પ્રમાણે મુદ્દા હાથ લાગ્યો છે કે મોટું દ્રવ્ય અનામત છે, તેના વારસદાર તમે હશો; પણ ફીકર નહીં.

**મોરટન**—અરે મારા પ્યારા સાહેબ મારી ઉમેદ શું ખરેજ પાર પડશે, આ! હા! હા! આ કેવી ખુશીની ખબર.

**વાલડરોન**—જો મેં તમને નથી કહ્યું કે "તમે ધૈર્ય રાખજો; આટલું બોલી પોતાના વડા કારકુન મી૦ ટીમપરેલને પોતાની પાસે બોલાવ્યો, ને તે તુરત હાજર થયો.

**વાલડરોન**—(મી૦ ટીમપરેલ સામું જોઇને) આપણે જે વારસદારની શોધ કરીએ છઇએ તે (મોરટન સામું આંગળી બતાવી) આ છે.

વડા કારકુન ટીમપરેલેએ આ સઘળી વાત વગર આશ્ચર્ય થવે સાંભળી લીધી, અને પાછો પોતાની જગા ઊપર બેસવા જતો હતો તેવામાં વાલડરોને તેને ફરીથી ઊભો રાખી કહ્યું.

**વાલડરોન**—(વડા કારકુન સામું જોઇને) જો કે એ વારસો આ જુવાન સખસના નસીબનો છે, પણ જો તે સઘળો તેને એકઠો કરીને અપાવું તો તેમાંથી મને સેંકડે પચીસ ટકા મળવા જોઇએ, એમ કહી (મોરટન સામું જોઇને) કેમ મોરટન આ હકશાઇ વ્યાજબી છે શું?

**મોરટન**—એ વીશે કાંઇ કબુલાત આપી નહોતી, પણ ખુશીના ઉભરામાં તેણે તાકીદ હા કહી દીધી એટલે ટીમપરેલ તુરત સલામ કરી પોતાની જગા ઊપર જઇને બેઠો.

**વાલડરોન**—કેમ મોરટન હવે તમારા તરફથી મને વારસા બાબતનો સઘળો અખત્યાર મળી ચુકયો સમજુ છઊં; માટે જો તમને કાંઈ અગાઊથી નાણાં જરૂરના કામને સારૂ જોઇતાં હોએ તો આપવાને મને

કાંઇ હરકત નથી; માટે "વાંરટ આવ અટરની" નામના દસ્તાવેજ તૈયાર કરી તેમાં પાંચસે પાંઊંડની રકમ ભરો; કેમ મોરટન હાલ તમોને ખર બવાને બસ છે કે નહીં? જુઓ મોરટન તમે નકી વારસદાર છો એ મતો હું કહી શકતો નથી; પણ આ નાણા હું મારા ઘરમાંથી એક વીમા તરીકે સમજી કાહાડું છઊં; માટે લ્યો આ પાંચસે પાંઊંડનો ચેક વટાવી નાણા લેજો, ખરચ કરકસરથી ચલાવજો અને આજે સાંજના તમે મારી સાથે જમજો; મારા ઘરમાં મારી નાહાની છોકરી શીવાએ બીજું કોઇ નથી. માટે જરૂર આવજો આપણે કલારેટનું ગલાસ લઇ ખાણા ઊપર આ વીશે વધારે વાત ચીત કરીશું, અને ધીમે ધીમે આ ખબર "પેપરમાં 1" છપાવીશું. માટે હું આ ચેકની નકલ ઊતારૂં તેટલામાં તમે જાહેર ખબર છપાવવાનો મુસદો તયાર કરો અને તેમાં એટલું લખજો જે "આંડરયુ ઇવેલન" નું "બાપટીસમલ" સરટીફીકેટ જો કોઇ મેળવી આપશે તેને પચાસ પાંઊંડ ઈનામની મળશે. છપાવનારનું નામ ગમે તો તમારૂં કરજો નહીંતો મારૂં નામ દાખલ કરજો. મોરટને તે મુસદો તૈયાર કીધો અને તેમાં પોતાનું નામ નાખ્યું. આણી તરફ ટીમપરલ (વડો કારકુન) હકસાઇ બાબતનો દસ્તાવેજ તૈયાર કરી લઈ હાજર થયો.

**વાલડરોન**—લ્યો મોરટન આ દસ્તાવેજમાં તમે સહી કરો.

**મોરટન**—મોટા ઉત્સાહથી બતાવેલે ઠેકાણે દસ્તાવેજમાં સહી કરી આપી અને બુઢો ટીમપરેલ પોતાને ઠેકાણે ગયો.

**વાલડરોન**-જુઓ મોરટન હું તમને ફરીથી કહું છઊં, કે તમે વગર વીચાર કરવે ખરચ કરશો નહી. તેમ તમોને જે જે ચીજ જોઈયે તે સઘળી અહીંથી મંગાવી લેજો; આ હાફીસ તમારી પોતાની સમજવી. આ મુસદો લઈ હાલ તમારે બીજું અગત્યનું કામ કાજ નથી માટે છાપખાનામાં જઇ "ટાઈમસ ન્યુસપેપર" માં આ ખબર છપાવવાનો બંદો

---

1 વરતમાન પત્ર.

નસ્ત કરી આવો. મોરટન ખુશીમાં મગ્ન થઈ, "વારૂ સાહેબ" એમ કહી ચાલતો થયો.

**વાલડરોન**–પણ તમે સાંજના પાંચ વાગતે "રસલસ્કુવેર" માં ચુકતા ના હો .

**મોરટન** બાહાર નીકળી પડ્યો; પહેલે તો ચેક વટાવી નાણા લીધાં અને પછી છપામણીના પૈસા આપી છપાવાનો બંદોબસ્ત કીધો. તેના મમનાં તેને વારસો મળશે એવી ખાતરી હતી. તેથી તેણે પોતાની ગરીબ ભાડાની કોટડીમાંથી, શહેરના પશ્ચિમ ભાગના છેડા તરફ "શુબુરાન વીલા" માં એક સુશોભીત અને આનંદમય બંગલામાં પોતાનું રહેઠાણ ફેરવી નાખ્યું. સાંજ પડી એટલે તેણે જમવા જવા કપડાં પહેરયાં. હાથમાં ખુશબોદાર રૂમાલ અને લાકડી લઇ રસલસ્કુવેરમાં વાલડરોનના મેહેલમાં દાખલ થયો.

---

# પ્રવેશ ત્રીજો.

---

## સ્થલ વાલડરોનનું ઘર.

વાલડરોન અને હોનેરીયા સાથ મોરટનની મુલાકાત, મોરટનનું હોનેરીયા ઉપર મોહીત થવું, તેઓનું અરસપરસ પ્યારમાં પડવું, તેઓના લગ્ન થવા મોરટનને એકાએક દ્રવ્ય મળવું, અને તેને લાર્ડનો ખેતાબ મળવાની ખબર ઈત્યાદી.

જયારથી વાલડરોનના મોઢામાંથી તેની છોકરી હોનેરીયા વીશે મોરટનને ખબર મળી ત્યારથી મોરટન હોનેરીયાના રૂપ વીશે મનમાં એવી કલ્પના કરતો કે વાલડરોનના ચેહરા સાથે તેના કુટુંબને સરખા વીયે ત્યારે તો હોનેરીયા એક ખીજવાયલા ચેહેરા વાળી, પાતળા બદ

નની અને કદમા ઊંચી હોવી જોઈએ; તે સાથે તેણીના બીજા અવયવો કહેવા હશે? તેના તરેહવાર વીચારો પોતાના મનમાં લાવતો.

જેવો મોરટન દરવાજા આગળ આવ્યો તેવોજ એક પ્યાદો માણસ મોરટનને એક સુંદર ભભકાદાર ઓરડામાં લઈ જવાને માટે તે સામો લેવા આવ્યો, તેમજ વાલડરોન દીલો જાનથી મોરટનને "ભલે પધારયા" એમ કહી પોતાની પાસે બેસાડયો, એવામાં વીશ વરસની યુવાવસ્થાની કદમા ઊંચી ખુબશુરત સ્ત્રી રંગબેરંગી વસ્ત્ર અલંકાર સજી વાલડરોન પાસે આવીને ઉભી. આ સ્ત્રી વાલડરોનની પ્યારી બેટી "હોનેરીયા" હતી. હોનેરીયાએ પોતાના બાપના પરોણાને જેવી રીતે માન આપી સલામ કરી, તેવીજ રીતે મોરટનને હોનેરીયાની મંડલીમાં આદર સતકાર કરી દાખલ કરવામાં આવ્યો હતો. તે ઘણો ખુશીમાં નીમગ્ન થઇ ગયો; પણ ધૈર્ય રાખી પેલા વકીલ સાથે વાતચીતમાં પડયો, પણ તેમાં તેનું દીલ પરોવાયું નહોતું; કારણ કે જયારથી હોનેરીયા મોરટનની સામે આવી બેઠી ત્યારથી તેણીએ મોરટનનું તન મન હરી લીધું હતું; કારણ કે તે ઘણી ખુબસુરત હતી. તેણીના માથાના કાળા વાળ તેણીની ગરદન આસપાસ વીટાઈ ગએલા હતા, તેણીનો ચેહરો મનહર હતો, આંખો કાળી મ્રગના જેવી રમણીક હતી; દાંતોની હાર દાડમની કળી સરખી શોભાયમાન લાગતી હતી. ગરદન મોરના જેવી, અધરની લાલી ગુલાબને ઝાંખ લગાડનારી; ટુંકામા તેણીના શરીરના સઘળા અવયવો સરખા અને ખામી વગરના હતા.

**મોરટનને** આવી ખુબસુરત નાજની સાથે બેશી ખાણું ખાવાનો વખત આવેલો જોઇને પોતાને એક મોહોટો ભાગ્યશાળી સમજતો હતો, અને વારંવાર મોરટનની નજર હોનેરીયા ઉપર જતી હતી. હોનેરીયા જેમ રૂપમાં સરવોપરી હતી; તેમ તેણીના ઉમદા ગુણોથી તે સ્ત્રી પંકતીમા નીપુણ ગણાતી હતી. ખાણા ઉપર સહેજ વાતચીત ચાલ્યા કરતી અને હોનેરીયાના કોમળ હાથથી "કલારેટ" નું ગલાસ ભરી

શરાબનો નાશ કરવાને મોરટનને ઘડી ઘડી બોહોશ કરતી જેથી પેલો જુગારી ગાંડો ઘેલો થઇ જતો હતો.

ખાણું ખાઇ રહયા, મીસ વાલડરોન તેણીના દીવાનખાનામાં ગઇ, અને વકીલ અને અશીલ બંને જણ વાતચીતમાં પડયા, અને સાંમેના ઘડીઆળમાં સાડાદસ વાગયા હતા.

**વાલડરોન**– (મોરટન સામું જોઇને) ખરૂં બોલાવોતો આ વારસાના કામમાં મેં ખરો વારસ શોધી કાઢયા જે પઇસા ખરચ્યાછે, જે મેનત લીધીછે, જે વખત ખોયોછે, તેનું વર્ણન કરવાની આ વખત હું ફુરસદ લેતો નથી; પણ જો ખરા વારસ તમેજ છો એવું સીધ થશે તો પછી હું મારી મેહેનતનો બદલો એક લવાજમ તરીકે લઇશ, તમે જાણોછો કે "બ્રીટીશ મ્યુઝીયમ" માં તો એક માણસ કાયમ શોધ કરવાને મેં રાખેલું છે.

**મોરટન**—ખરૂંછે, તમારી કહેલી હકીકત સાચી છે તેમાં મને કાંઈ શક નથી. પણ એક વાત મારે તમને પુછી લેવાની એ છે કે આ વારસાનો હકદાર હું છઉ એવું તમારા જાણવામાં શી રીતે આવ્યું?

**વાલડરોન**—એ દોલત ઉપર વારસાનો હક તમારો પુરવાર થશે એમ મને મ્યુઝીયમની વંશાવળીનું દફતર જોતાં તમારા વડવાઓના નામ વાંચવામાં આવવાથી જાણ થયું.

**મોરટન**—વારૂં ત્યારે બધી મળી કેટલી દોલત છે તે મને કહી શકશો?

**વાલડરોન**—હાલ હું તમને કહી શકતો નથી; પણ ખાતરી કરીને કહીશ. એમ કહી શાકીએ શરાબના બંને તરફના જામ ભરયાં જે તે બંને જણે નાશ કીધાં.

**મોરટન**—તમે નક્કી જાણજો કે તમે જે મહેનત લીધીછે તેનો બદલો તમને સારી રીતે મળશે.

**વાલડરોન**–ત્યારે મારી મેનત વીશે મેં જે તમને વાત કહીદખાડી તે ઉપર તમોએ વીવાશ રાખ્યો ખરો?

**મોરટન**—હા બેશક તેમજ થયું છે.

**વાલડરોન**—ત્યારે આ વીશે વધારે વાતચીત પછી કરીશું; કારણ મીસ વાલડરોન તેના બાપની વાટ જોઇ બેઠી હશે. એમ કહી બંને જણ હોનેરીયા પાસે ગયા. મોરટન રજા માંગી પોતાના રહેઠાણ તરફ જવા તયાર થયો. મોરટન છેવટે હાસ્યવદની હોનેરીયાના કોમળ હાથ સાથે હાથ મેળવી ચાલતો થયો.

રસ્તામાં ચાલતાં મોરટન પોતાના મન સાથે વીચાર કરેછે. આ ખરે કીશમતે ઇઆરી દીધી. વાલડરોન જાતે વકીલનો ધંધો કરેછે માટે તે ઘણો કાબેલ છે, માટે જો મારા વારસપણાના હકમાં કાંઈ ખામી જેવું લાગત તો, તે પણ તુરત જણાઇ આવત; પણ તેની મારી સાથેની વરતણુંકથી મને નકી લાગેછે કે તે મનેજ વારસદાર ગણી સઘલા દ્રવ્યનો માલીક કરશે. તેની છોકરી ખુબસુરત અને સારા સ્વભાવની છે, ટુંકામાં બાપ દીકરી બંને ઘણા લાયક માણસો છે.

મોરટન પાસે નાણાની જો કે એક મોટી રકમ આવી હતી, અને તેને બીજા શ્રીમંત ગ્રહસ્થોની મીસાલે એશ આરામ લેવા જવાની ઈછા થાત તો તેમ તે સેહેલાઈથી કરી શકત, પણ તેમ કરવા ઉપરથી મોરટનનું લક્ષ તદન ઉડી ગયું હતું; માત્ર તેનું મન એ ઉપર લાગેલું હતું કે આવા વારસાના હક બાબતનાં કાંમમાં પુરતી મેહેનત લેવી, અને જો દૈવ યોગે તેમાં તેહને ફતે મળે તો પછી તે તાલેવન પંકતીમાં આવી જાયે, અને ત્યાર પછી જે મોજ મજાહ કરવી હશે તે થઇ શકશે; માંટે હાલ આંહી ટકવું, ને આ કામમાં સાવધાન રેહેવું એવો નિશ્ચય મોરટને કરયો.

બીજે દીવસે સવારનાં તેણે પોતાનાં લેણદારોને તથા હોટેલકીપર ઇત્યાદી ધીરનારાઓને, બીલ લઇને બોલાવ્યા અને સઘળાઓને માગતાં નાણા ચુકાવી આપી ખુશી કરી મોકલ્યા. બપોરના તે પેલા વકીલની છોકરી પાસે ગયો જાંહાં તે એકલી હતી તેથી સેહેજ મુલાકાત લઈ પાછો આવ્યો.

પોતાના રેહેઠાણ ઉપર આવ્યા પછી તેના ધ્યાંનમાંથી હોનેરીયાની ખુબસુરત છબી ઘડીએક પણ ખસતી નહોતી.

મોરટન ત્રણ વરસથી જે હાલત ભોગવતો હતો તેના કરતાં હાલની તેની દીનપર દીન ચઢતી કળા થવાથી તે આનંદથી વર્તવા લાગ્યો.

આમ કરતાં કરતાં કેટલાંએક અઠવાડીઆં વીતી ગયાં, મોરટનનું ચીત માત્ર આ વારસા બાબતનાં કામ કાજમાં પરોવાયલું હતું, તેથી તેને પેલા જુગારના અખાડાની રમત પણ અણગમતી થઇ પડી; તેમ ત્યાં જવું પણ તેણે તદન મુકી દીધું હતું. હોનેરીયા કરતાં તેણીની બેન માત્ર એક વરશે મોટી હતી, અને તે તથા તેણીના બનેવી એઓ સંગાથે મોરટનને ઓળખાણ થયેલી હતી. તેઓના નામ મી૦ લીસ્ટર અને મીસ લીસ્ટર હતાં; તેઓ મીલનસાર અને ગમતી હતાં. વાલડરોનને તાંહાં હમેશાં મંડળી ભરાતી, ને મોરટન વગર મીજલસ કદીપણ જોયામાં ન આવતી. હોનેરીયા સાથે પ્યાર કરવા ઘણાએક યુવાન ગ્રહસ્થો પોતાની ઇછા બતાવતા, પણ હોનેરીયા કોઇને પણ પ્રસંન નહી કરતી હતી. મોરટનનું આવવું વાલડરોનને ત્યાં હમેશાં થતું, તેથી હોનેરીયાને તેના ગુણ દોશની પરીક્ષા કરવાનો વખત આવતો. આખરે હોનેરીયાએ મોરટનને પસંદ કીધો ને તેણીની નજરમાં તેજ આ૦યો.

જે કાર્યમાં મોરટનનું ચીત લાગેલું હતું તે વીશે પ્રથમ તો મોરટનને કાંઈપણ ખબર નહીં કીધી હતી, પણ મોરટનને ખાત્રી થવા સારૂ વાલડરોન જયારે ત્યારે તેને ઊતેજન મળે તેવા શબ્દ બોલતો, જેથી મોરટનનો વકીલ ઉપર પુરતો વીસવાસ બેઠો હતો, તેથી તે જે કરતો હશે તે મારા લાભમાં થઈ પડશે ને હવે ઘડી ઘડી વખતબેવખત તેને કંટાળો આપી તેની પાસે સઘળી વાત ખુલ્લી કરાવવી તે ઠીક નહીં, એવો નીશ્ચય મોરટને કીધો.

લંડંન ટાઇમસ છાપખાનમાંથી ન્યુસ પેપરોમાં દીનપરદીન નવી નવી જાહેર ખબરો આવવા લાગી, તે વાંચવામાં અને તે ઊપર વીચાર ક

રવામાં મોરટન પોતાનો વખત રોકતો હતો. દરરોજ અગીયાર વાગતે મોરટન આ સઘળી જાહેર ખબરોના કાગળો લઇ લઇ વાલડરોનની હાફીસમાં જતો હતો; ને તાંહાં તે વંચાવી તેની નોંધ પોતાની ઇઆદદાસતની ચોપડીમાં કરી લેતો, તેમ બીજી તરફથી વાલડરોન પણ તેના લાભમાં જે નોંધ ઉપયોગની હતી તે તે લખી લેતો.

મોરટન આ કામમાં ગુથાતા છતાં, રાબેતા પ્રમાણે સાંજના વખતે હોનેરીયાની મુલાકાત લેવા ચુકતો નહીં; અને મોરટનના ખરચને માટે વાલડરોને ફરી બીજા પાંચસો પાંઊંડનો એક "વારંટ આવ અટરની" ના દસ્તાવેજથી આપ્યો, અને તે દસ્તાવેજમાં તેની સહી કરાવી લીધી.

હવે વાંચનારાઓની કદાચ એમ જાણવાની ઇછા હોય કે હોનેરી યાને મોરટન ચાહતો હતો, અથવા તેણીના ઊપર તેનો પ્યાર હતો કે શી રીતે? આ સવાલના જબાપમાં આપણે પ્યાર એ શું ચીજ છે? તેને અનુસરીને ખોલાસો કરવા માંગીએ છઇએ. દરએક સ્ત્રી પુરૂશ વચ્ચે પ્યાર ઉત્પંન થયો એ તેમની ખુબસુરતી અને તેમના ગુણ ઊપર આધાર રાખે છે. મોરટન આપણે આગળ કહ્યું છે કે, વીચીક્ષણ અને ચાતુર્ય હતો; તેમ હોનેરીયા ખુબસુરત અને શરીરના કોમળ બાંધાવાળી હતી. તેણીના ચંદ્રમા જેવા વદન સાથે તેણીના બોલવામાં પ્રીય વાકય વીના બીજા અપ્રીય શબ્દો કદી હતાજ નહીં, તેણીની કટાક્ષતા એવી હતી કે સ્ત્રી વર્ગમાં તે સર્વ ગુણ સંપન્ન હતી. આટલા ઊપરથી હોનેરીયા ઊપર મોરટનની પ્રીતી થાએ એમાં શી નવાઇ? !

મોરટન વીચાર કરેછે કે હોનેરીયાનો બાપ તાલેવંત છે અને જો મારા વારસાનું કામ ફતે થશે તો તેના પરીણામમાંથી તે વધારે તાલેવંત થશે એમાં જરાપણ શક નથી. આ સઘળી દોલત આખરે વાલડરોનની બે છોકરીના નશીબની છે; ને જો હોનેરીયા મારી સાથે હસ્ત મેલાપ કબુલ રાખે તો પછી વાલડરોન મારી પાસેથી વારસામાંથી ગમે તે ભાગ લેશે તો આખરે ધણી હું વગર બીજો કોણ થનાર છે?

આ ઉપરથી વાંચનારને એમતો ખાત્રી થઇ ચુકી હશે કે, મોરટન હોનેરીયા સાથે પોતાની જીંદગી ગુજારવાનો નીર્ણય કીધો, તેમ આ કામમાં તેને હોનેરીયા તથા વાલડરોન બંનો તરફથી ઉતેજન મળ્યું હતું; તેમ તેની માંગણી બંનેમાંથી એકપણ ઈનકાર કરે એવું તેના મનમાં આવે તેવું હતુંજ નહી. તેણે આ બાબત વાલડરોનને પુછી લેવાને એક સમયે વીચાર કરયો; ને તુરતજ એક એકાંત સ્થળની તકનો લાભ લીધો. વાલડરોને પોતાની કબુલાત આપી, અને છેવટે મોરટન તે હોનેરીયા (વકીલની છોકરી) નો કબુલ કરેલો હસ્ત ગ્રાહી થઇ પડયો. મીસ લીસ્ટર (હોનેરીયાની બહેન) જે કે હોનેરીયાથી ખુબસુરતી અને સદગુણપણામાં ઉતરતે દરજ્જેની નહોતી; તેણીએ પોતાના ધારી રાખેલા બનેવીને હમેશાં પોતાને ઘેર પ્રીતીથી બોલાવતી અને તેની બનતી આગતાસ્વાગતા કરતી. હોનેરીયાનો બનેવી મી૦ લીસ્ટર એક વેપારી હતો. જાતે ચંચળ, સદગુણી અને માયાળુ હતો, અને તેણે પણ મોરટનને પસંદ કીધો હતો; એટલુંજ નહી પણ, હોનેરીયા સાથ મોરટનના જલદી લગ્ન થએલાં જોવાને ઘણો ખુશી હતો. આ પરમાણે હોનેરીયાના સઘળા કુટુંબમાં હોનરીયાના વીવાહની ખબર સાંભળી આનંદ વરતાઇ રહયો.

**વાલડરોને** મોરટનને પોતાની ઔદાર્યતા અને સ્નેહભાવનો એક અછો નમુનો બતાવ્યો હતો. તેણે મોરટનના હાથમાં ફરીથી બે હજાર પાંઊંડનો (અગાઉની માફક એક દસતાવેજમાં શહી લઈ) ચેક આપ્યો. આ નાણા તેણે મોરટનને એક સુંદર ભભકાદાર રહેઠાણ ભાડે લેવા આપ્યાં હતાં.

**વાલડરોન**—લૉર્ડ મોરટન, આ રકમ હું મારી છોકરીને કન્યાદાનમાં આપું છઊં.

**મોરટન**—વારૂં સાહેબ મોટા ઉપકાર સાથ હું તમારી બક્ષીશ કબુલ રાખું છઊં. મોરટને ચેક વટાવી નાણા લીધાં; અને તેણે પોતાની હવે પછીની થનાર મોહોરદારને રહેવાને માટે દીલપસંદ મકાન ભાડે લીધું.

સને ૧૮૨૯ ના ઉનાળાની રૂતુની શરૂઆત હતી, જે વખતે આપણે "મોરટન ઇવેલન" નામના મુશાફરની હેકાએત શરૂ કરીછે, ત્યાર પછી આસરે છએક મહીના વીતી ગયા, અને ઇસવી સન ૧૮૩૦ ના ફેબ્રુઆરી મહીનાનું પહેલું અઠવાડીયું આવ્યું. હેમત રૂતુની મધ્યાવસ્તા હતી; ઠંડી એવીતો કડકડતી પડતી હતી કે શ્રીમંત ગ્રહસ્થો પોતાના ઘરમાં અગનીની સહાયતા વડે ગરમ હવા લેતા હતા. રસ્તામાં ચાલનારા સર્વ જનોના હાથ પગ તથા શરીરના ઉપર ગરમ મોજાં, બનાતના ડગલા, ઈત્યાદી જોવામાં આવતા. ફેબ્રુઆરી મહીનાના પહેલાં અઠવાડીયાંમાં મોરટન અને હોનેરીયાનો પાણીગ્રહણ યોગ થયો; લગ્નની ક્રિયા પુરી થઈ, અને વર કન્યાએ પોતાના નવાં લઈ રાખેલાં સુંદર ભભકાદાર રમણીક રહેઠાણમાં વાસો લીધો. મહીનાના મહીના વીતી જતા હતા, અને વારસા બાબતનું કામ ધીમે ધીમે ચાલતું જતું હતું. વાલડરોન જયારે ત્યારે મોરટનના મનમાં વારસા બાબત જેમ વધારે ભરોશો ઉત્પન થાએ તેમ વાતો કરતો; પણ વાલડરોનના મનમા અંદરખાનેથી શું હતું તે વીશે મોરટનને અજાણપણામાં રાખેલો હતો.

**વાલડરોન**—વખતે વખત મોરટનને એક પછી એક એમ નાણાની રકમો આપ્યા કરતો, એટલે મોરટનના સુખમા વીઘ્ન કદી નહી આવે એવું માલુંમ પડતું. મોરટનને આવી સદગુણી સ્ત્રી મળી તેથી તથા તેણીનો તેના ખાવંદ તરફ અતીસે પ્યાર હતો એટલા માટે તે મગરૂબ રહેતો. મોરટન હમેશાં પોતાની પ્રીયવંદાની દરએક માંગણી કબુલ રાખતો એટલુંજ નહીં, પણ તે તેણીની મરજીથી વીરૂધ કદી ચાલતો નહી; કારણ કે તે એમ સમજતો હતો, કે આ સઘળી દોલત અને સુખ પ્રાપ્ત થયું તે સઘળો ઉપકાર તેનાપર તેના સસરાનો છે; માટે હોનેરીયા અને મોરટન વચમાં નાખુશ થવાનું કારણ કદી ઉત્પન ન થાએ તેટલા માટે મોરટન હમેશાં વધારે સંભાળ રાખતો.

કાળ ગમન થતો ગયો અને હોનેરીયાએ એક માહાતાબ સરખા

ચહેરાની છોકરીને જન્મ આપ્યો, જેનું નામ "એગનસ" પાડ્યું. ક્રીસ્ચીઅન જાતની રસમ પ્રમાણે જે નામ મોરટનની માનું હતું તે નામ એગનસને આપ્યું. વાલડરોનના સમજવામાં પણ એગનસને મોરટનના કુટુંબનું નામ આપ્યું એ એક ઊંચાં કુળની રીત પ્રમાણે થયું એમ બન્યું.

જેમ હોનેરીયાએ છોકરીને જનમ આપ્યો, તેમ આણી તરફ મીસ્ટ્રેસ લીસ્ટર (હોનેરીયાની બેહેન) ને પણ છોકરી અવત્રી, જેનું નાંમ "ફ્લોરીબલ પાડ્યું".

વાંચનારાઓ હવે જાણીતા થઇ ચુકા હશે કે આ બે ખુશી ભરેલા બનાવથી એક આનંદમય ઉત્સવ થઇ પડયો. મોરટન જ્યારે પોતાની ખુબસુરત છોકરીના ચેહેરા સામું જોતો ત્યારે તે ગાંડો ઘેલો થઇ જતો; તે સાથે વળી વાલડરોન તરફથી વારસા બાબતની નકી ખબર મળવાની તથા વારસો હસ્તગત કરવાની તયારીની ખબર સાંભળી મોરટનના મનમાં બમણી ખુસી પેદા થઈ, અને તેના મનમાં જેમ હર્ષ સાગરમા આનંદના તુરંગ આવવા લાગ્યા.

આખરે મોરટનને વારસા બાબતની સઘળી ખબરથી વાકેફ કરવાનો ઠરાવેલો દીવસ નજદીક આવી લાગ્યો. હોનેરીયાની પ્યારી "એગનસ" એક મહીનાની થઇ, અને હોનેરીયા અગાઊના કરતાં વધારે ખુબસુરત દેખાવા લાગી. દંમપતીનું જોડું પોતાનો સઘળો વખત એગનસને રમાડવામાં અને સાથે બેસી મધુર સ્વરે ગાયન કરવામાં કાઢતાં. મોરટન જયારે પોતાના સસરાની હાફીસમાં જતો ત્યારે "એગનસ" ના કોમળ ગાલ ઉપર બોસા દઈને જતો, ને પાછો ઘેર આવતો ત્યારે પાછો પોતાના બચાંને ગોદમાં લઈને બેસતો.

**મોરટન**—મારી પ્યારી હોનેરીયા તમારા બાપે કોઇ દીવસ તમને વારસા બાબત કાંઈ છુપી વાત કહી છે શું ?

**હોનેરીયા**—નહી. મારા પ્રિય મને છુપી વાતથી તદન બેમાલમ

રાખી છે; અગાઉ મને એટલું કહેતા કે એક છુપી વાત છે પણ તે બરાબર વખત આવ્યા વગર કહેનાર નથી, તેથી હું એમ જાણું છું જે તેમની પાસે એક છુપી વાત કેહવાની છે ખરી. બરાબર વખતસર મોરટન પોતાના વકીલ વાલડરોનની હાફીસમાં ગયો, જાહાં ટીમપરેલ અને વાલડરોન બંને જણ કાંઈ કાગળો વાંચતા હતા. જેવો મોરટન અંદર દાખલ થયો તેવોજ વાલડરોને તેને માન આપી પોતાની પાસેની ખુરસી ઉપર બેસાડયો.

**વાલડરોન**—મારા પ્યારા મોરટન હવે તમે નીવ્રતીથી મારી પાસે બેસો ને જે હકીકત હું તમને કહું તે તમે બરાબર ધૈર્યથી ધ્યાંન દઇ સાંભળો.

હું તમોને જણાવું છઊં કે તમે એક મોહોટી દોલતના વારસદાર થયા છો, જેમાં રોકડ અને જાગીરી બંને છે, તે બંને તમનેજ મળશે તેમ તેને માટે તમને ધારાનો આસરો લેવો નહી પડે. રોકડ નાણાં આસરે બે લાખ પાંઊંડ તમારે માટે તયાર છે. આવા વાલડરોનના મોઢામાંથી નીકળતા શબ્દો સાંભળી મોરટન પોતાના મન સાથે, "આતે શું મને ખરૂં કહેછે કે મારી મજાખ કરેછે?"

**વાલડરોન**—ફરીથી, મેં તમને બે લાખ પાંઊંડ અનામત છે એમ કહયું પણ તમોને તે સઘળાનું વ્યાજ મળશે, એટલે હીશાબ ગણતાં તમને મુદ્દલ કરતાં સવાયા યા દોઢા મળશે. પણ પ્યારા મોરટન તમે આકળા નહી થજો, ખુશી ને ધીરજથી ભોગવજો; કારણ તમારી દોલત વીશે મેં તમને હજી રોકડ નાણાંનીજ વાત કરીછે, પણ મેં તમને અગાઉ કહ્યુંછે કે તમને તમારા વારસામાં તમને જાગીરપણ મળનાર છે તે જાગીર જ્યારે તમારા કબજામાં આવશે ત્યારે તેનું ભાડું ઓછામાં ઓછું તમને દર વરસે છ હજાર પાંઊંડ મળશે. આ જાગીર વાલટશાયર નામના ચોકમાં આવેલ છે ને તેનો અત્યાર સુધી વારસદાર નહી મળવાથી તે સરકારના હસતકમાં રહેલીછે, એટલુંજ નહી પ

ણ આજ દીન સુધી એ જાગીરનું ઉપજેલું ભાડું સરકાર તીજોરીમાં એકઠું કરી રાખેલ છે, માટે તે નાણા આપણે સેહેલાઇથી ઉઘરાવી લઇશું.

**વાલડરોન**—ફરીથી, તમને માત્ર નાણાની મોટી રકમ મળશે, એટલુંજ નહી, પણ તમને તે સાથે "લાર્ડ" ની પદવીનો ખેતાબ મળશે. તમારા વડવા હીંદુસ્થાનના ગવરનર જનરલ હતા; ત્યારે તેઓએ લડાઇના કામમાં આપણી સરકારને ઘણી કીમતી મદદ કરી હતી, તેથી તેમને લંડનમાં બોલાવી પારલમેંટ ભરી જાગીર સાથે લાર્ડનો એલકાબ આપ્યો હતો. તેવીજ રીતીએ મોરટન તમુને પણ ખેતાબ મળશે, અને હવે પછી તમારૂં નામ **લાર્ડ આરથસી** પાડવામા આવશે. પણ આ સઘળું બનવાને હજુ થોડી વાર છે; કારણ પાર્લમેંટની સભા ભરવાને હજી એક મહીનાની ઢીલ છે. પણ જયારે તે ભરાશે ત્યારે તે સભામાં તમને બોલાવ્યામાં આવશે, અને સઘળા સભાસદો તરફથી તમને ખેતાબ આપવાની ક્રિયા કરવામાં આવશે, એટલુંજ નહી પણ તમારા મહેલ સુધી ગાજતે વાજતે એક સરઘસ કાહાડી તમને પોહોંચાડવામાં આવશે. એમ કહી મોરટનનો હાથ પકડી વાલડરોને બોસા દીધા અને બંને જણના હર્ષનો પાર રહેયો નહી.

જે દસ્તાવેજો તમને દેખાડવામાં આવ્યા છે તે સઘળા તમારો હક સાબેત કરવાને વાસ્તે બસ છે; માટે આવતી કાલે રોકડ નાણા તથા જાગીર વીશે નોટીસ તૈયાર કરીશું, આ સઘળી ખબર મેં તમને પ્રથમ નહી કેહેવાને બદલે કાંઇ ચોકસ કારણસર છુપા રાખેલા હતા; પણ હવે તે મેં તમને ખોલાસેથી કહી સંભળાવ્યા માટે પરમેશ્વરને યાદ કરો ને તેના સુકરાના ગુજારો કે તે તમને હમેશા મદદ કરે; માટે હવે તમે ઘેર જાઓ ને આ સઘળી ખબર હોનેરીયાને કહો.

મોરટન પોતાના મન સાથે અરે! આતે હું જાગુ છઊં કે નીંદ્રા વશ છઊં. શું આ ખબર ખરીજ હશે, શું હું ગરીબને બદલે એક તવંગર અને અમીર બની ગયો? શું મને લોકો એક જુગારીને બદલે લાર્ડ કહીને બોલાવશે? શું મને અમીરોની મંડળીમાં દાખલ કરશે? એમ કરી પોતાની આંખો સારી પઠે ચોળી જુએ છે તો તે જાગે છે, અને જે વાત તેણે સાંભળી તે સઘળી ખરી હતી. તે પોતાના મનમાં ખુશીમાં નીમગ્ન થઈ પોતાના ઘર તરફ ચાલતો થયો. જેવો મોરટન હાફીસમાંથી ઉઠયો તેવોજ બાહાર નીકળતાંવેતજ વડો કારકુન ટીમપગ્લએ સલામ સાથે તેને મુબારકબાદી આપી; જેના બદલામાં મોરટને વડા કારકુનને પાંચ પાંઉડ બક્ષીસ આપ્યા, અને તે ત્રણે કારકુને વેંહેચી લીધા.

મોરટન પોતાને ઘેર જઇને જુવેછે તો ત્યાં પોતાની મોહોરદાર હોનેરીયા તથા મીસ્ટ્રેસ અને મીસ્તર લીસ્ટર એઓ બેઠાં હતાં ત્યાં મોરટને તેને મળેલી સઘળી ખુશીની ખબર કહી. હોનેરીઆ જેટલી દોલત મળવાની ખબરથી ખુશી નહી થઈ તેટલી તેના ખાવંદને લૉર્ડનો ખેતાબ મળવાથી થઇ. આ સઘળી ખબર હોનેરીયાની બેહેન અને તેણીના બનેવીના પણ જાણુવામાં આવી, અને તેઓએ મોરટનને તથા હોનેરીયાને મુબારકબાદી આપી અને ચારો જણ વચે આનંદનો ઉત્સાહ છવાઇ રહ્યો.

# પ્રવેશ ચોથો.

## લાર્ડ આરબસી.

મોરટનની દીનપરદીન ચઢતીકળા, તેનું દ્રવ્ય મદના કેફમાં ઘેલાપણું, નહી ધારેલી દોલતની છુપી ખબર વાલડગ્રેનના તરફથી પ્રગટ કરવી, મોરટનને લાર્ડ આરબસી તથા હોનેરીયાને લેડી આરબસીનો ખેતાબ મળવાની ક્રિયા, તેઓના નામ અમીરી સભાની મંડળીમાં નોંધાવાં ઈત્યાદી.

**મોરટનની** આવી એક ચઢતી કળા થઇ તેથી તેનું મન હર્ષના તુરંગમાં ચળી ગયું. એટલે હળવે હળવે તેણે બાહાર જવું આવવું બંધ કરયું અને પોતાનો સઘળો વખત હોનેરીયા અને પોતાની વાહાલી "એગનર" સાથે ગમતમાં કાઢવા લાગ્યો. તેણે એગનર સારૂ ભાત ભાતનાં રમકડાં એકઠાં કીધાં, જેથી મોરટન પોતાના બચાંને ખુશી કરતો અને તેના કોમળ ગાલ ઉપર બોસા દઇ પોતાનું મન ખુશી કરતો. હોનેરીયા જાતે એવી તો દરીઆવ દીલની હતી કે મોરટનનું ઉડાઉપણું અથવા કાંઈ હલકાઈ ભરેલી ચાલ તેણીના જોવામાં આવતી તો વખતસર ધૈર્યથી બેવચન સહેજ મર્મમાં કહી સંભળાવતી; પણ મોરટનનાં જીવને દુખ પ્રાપ્ત થાએ તેવું તે કદી કરતી નહી. મોરટનને જે રસ્તે દ્રવ્ય મળ્યું તે વાત સઘળી છુપી હતી તો પણ તેણે એક બાયલાની મીસાલે ઘેર ઘેર તેની સઘળી છુપી હકીકત પોતાના તાળીઆ મીત્રોને કહી દેવા માંડી.

જ્યારે તે કુવારો હતો ત્યારે જે હોટેલમાં પોતાનો આશ્રય લેતો તે હોટેલમાં તે ( મોરટન ) ગયો ને તાંહાં જઇ હોટલ કીપરને સઘળું કહી સંભળાવ્યું તથા કોફીરૂમ જ્યાં પોતાના બે ત્રણ મીત્રો હતા તેઓને પણ પોતાની

સઘળી કેફીયતથી જાણ કીધા. મોરટન ખુશીમાં ને ખુશીમાં એક ગાંડાં મા ણસની મીસાલે જ્યાં ત્યાં ફરવા લાગ્યો. બજારમાં જઈ જઇને જે ચીજો નો તેને ખપ નહોતો તેવી ચીજો તે ખરીદ કરી લાવતો, એટલુંજ નહી પણ હોનેરીયાને માટે તેણે ઘણી ચીજો ખરીદ કીધી. તે મોહેલે મોહોલે અને ગલીએ ગલી ફરતો અને જેની સાથે તેને સહેજ મુલાકાત અથવા રસ્તા માં ચાલતાં કોઈ માણસ સાથે સલામ વહેવાર હતો તેને હાથ પકડી ઉ ભો રાખતો ને પોતાની સઘળી વાત કહી બતાવતો.

એક દીવસ મોરટન પોતાની સાળી તથા પોતાના સાઢુ સાથે એક અમીરની મુલાકાત લેવા ગયો, જ્યાં મોરટનને તથા પેલા અમીરને પી છાન થવાથી મોરટનને તેણે બોલાવ્યો, અને મોરટનનું નામ અમીરી સભામાં નોંધવા માંગણી કીધી, જે મોરટને કબુલ રાખી, ને પેલા અમી રે તુરત મોરટનનું નામ નોંધી લીધું, અને તેને હવે પછીની ભરાતી અમીરી સભામાં બોલાવવાનો ઠરાવ કરયો. મોરટનને અમીરી સભામાં મેમ્બરની જગા મળી, તેથી તેને હર્ષમાં આખી રાત નીંદ્રા આવી નહી. સ વારમાં તે નાસતો કરી પોતાના સસરાની હાફીસ તરફ ગાડીમાં બેસી ચાલતો થયો, અને જ્યાં વાલડરોન તેની રાહ જોતો હતો તેવામાં મોરટન જઈ પોહોચ્યો.

**વાલડરોન**—સરકાર તથા કયામેસરીખાતાંના શીકીંગ ફંડવાળા અધીકારી ઉપર નોટીસો તૈયાર કરી રાખીછે, માટે લ્યો, મોરટન તમે તેમાં સહીઓ કરો.

**મોરટને** સહીઓ કરીને સઘળા દસ્તાવેજો એક રાતી દોરીથી બાંધી ઘટારત ઠેકાણે લઈ જવામાં આવ્યા.

**મોરટન**—ત્યારે તમે મને લાર્ડ આરબસીનાં વંશનો શી રીતે ઠરાવોછો તેનું વર્ણન કરી શકશો ?

**વાલડરોન**-લાર્ડ આરબસી જાતે રાંડેલો હતો તેમ તેને પાછ ળ કોઈ પુત્ર પુત્રાદીક હતું નહી, તેનું કુટુંબ પ્રથમ તો અમીરી હાલત

માં નહોતું પણ જ્યારે તેઓ હીંદુસ્થાનની મુશાફરી કરી આવ્યા, ત્યારે તેઓની લાંબી મુદતની નીમકહલાલીની નોકરીને માટે પાર્લામેંટ ભરી તેમને મોટું માન આપ્યું ને લાર્ડનો ખેતાબ આપ્યો. લાર્ડ આરબસીએ છેલ્લે ઈજ્જત સાથે પોતાનો દેહ ત્યાગ કરચો; પણ તેની પછવાડે કોઇ તેનું વારસદાર રહયું નહી; માત્ર તેને એક ભાણેજ હતો તે એવીતો નીરાધાર હાલતમાં હતો કે તે પોતાનો નીર્વાહ માત્ર મજુરી કરી કરતો; તેમ તેનામાં એવા રૂડા ગુણ હતા નહી કે જેથી તેને લાર્ડની પદવી મળી શકે.

આવે સમયે લાર્ડ આરબસીનો સઘળો વારસો કોહોને આપવો તથા તેનો વારસદાર હવે પછી કોણ પેદા થાય, અને તે વિષેની શીશી તલાસ કરવી તેનો ગુંચવારો એટલો તો પેદા થયો કે, કેટલીએક મુદત સુધી તો શોધ કર્યા વગર બેશી રહયો; પણ "આનડરચુ ઇવેલન" નામનો સખસ ઇંગ્લંડમાં છે, એવું કોઇ ઠેકાણે મારા વાંચવામાં આવ્યું, તેથી મેં શોધ કરવો શરૂ કર્યો. શોધ કરવા વિષે સઘળી હકીકતથી મે તમને વાકેફ કીધા છે.

**મોરટન**–ખરૂં છે, પણ મારા બાપના ઇઆ મારા વડવાઓના મનમાં પોતે અમીરી વંશના છે, એવો તેને તદન શક હતોજ નહીં.

**વાલડરોન**—બેશક એમજ હોવું જોઈએ; કારણ તમારા બાપ ઇઆ વડવાના સમજવામાં તેઓ અમીરી વંશના છે એમ હોતતો; ખરેખર જે મતલબ પાર પાડવાને આપણને આટલી બધી હરકત પડી, તેને બદલે સેહેલાઇથી આપણી સઘળી મતલબ પાર પડત. વળી મેં તજવીજ કરીછે, તેથી મારા જાણવામાં આવ્યું છે કે તમારો વડવો "આનડરચુ ઇવેલન" "બીરમગામ" નો એક વેપારી હતો, જ્યારે તે લીવરપુલ ગયો, ત્યારે તે ઘણી ગરીબ હાલતમાં હતો. આ વખતે તેની ઉમર માત્ર ૩૦ વરસની હતી; પણ પાછળથી વેપારના મોટા દોરમાં પડવાથી, તે એટલી તો ચઢતી કળામાં આવી ગયો, કે તેને મોટી પદવી

માન્ય થઈ. જેને માટે મારી ટેબલ ઉપર દસ્તાવેજોનો એક મોટો જથો પડેલો છે, તે ઉપરથી મને વધારે ખાતરી થઈ હતી.

**મોરટન**–ત્યારે લાર્ડની પદવી આપનાર કમીટી મને પોતાને બોલાવશે, ને મારી તપાસ કરશે ?

**વાલડરોન**–અલબત, અને તેટલા માટે સઘળી વાતથી તમે પુરતા વાકેફ થાઓ.

**મોરટન**–ત્યારે તો સઘળા કાગળ મને લઈ જવા દો, ને તેમાંની લખેલી મતલબ મારા મનમાં ઉતરે તે પ્રમાણે મને તેનું અધ્યયન કરવા દો.

**વાલડરોન**–મોટી ખુશીથી, પણ એ સઘળા કાગળો તમે ખુબ સંભાળીને રાખજો. કારણ કે થોડા દીવસ પછી તમારી સઘળી જાગીર તથા રોકડ નાણાનો દાવો કરવાને તે કાગળની જરૂર પડશે.

**મોરટને** પોતાના સસરાના કહ્યા પ્રમાણે તેવા અમુલ્ય દસ્તાવેજો પાછા સ્વાધીન કરવાની જોઇતી કબુલાત આપી; અને ત્યાર પછી સઘળા દસ્તાવેજો લઈને તે ચાલતો થયો. મોરટન ઘેર આવી પહોંચ્યો ત્યારે પોતાની પ્યારી હોનેરીયા "મોરનીંગ પોસ્ટ" નામનું ન્યુસપેપર વાંચતી હતી. તે વખતે હોનેરીયાના ખુબસુરત અને દબદબા ભરેલા ચેહેરા ઉપર ખુશી ફ્લાઇ રહી હતી.

તેણીનું મોઢું મલકી રહ્યું હતું. મોરટન આવતાંવારજ હોનેરીયાએ પોતાના ખાવીંદનું પેલા "મોરનીંગ પોસ્ટ" ન્યુસ પેપરમાંની એક ચોકસ હકીકત વાંચવા ધ્યાંન ખેંચ્યું. આ હકીકત, એવી મતલબની હતી કે "લાર્ડ આરબસીનો લાંબી મુદતનો રહેલો વારસો લેનાર 'મોરટન ઇવેલન' નામનો તેની અમીરી પદવીને લાયકનો સખસ તેના વંશજોથી ઉતરેલો મળી આવ્યો છે."

આ હકીકતનો છપાવનાર જો કે મોરટન પોતેજ હતો, તોપણ પોતાની આવી ચઢતી કળાની ખબરનો ફેલાવો થવાથી મોરટન વધારે ખુશી થતો હતો.

હોનેરીઆ અને મોરટન બંને જણ એક ઠેકાણે બેશી, પેલા દસ્તાવેજો વાંચવા શરૂ કર્યા, પણ મોરટનનું ચિત સ્વસ્થ નહોતું, તેથી તે દસ્તાવેજમાં લખેલી સઘળી મતલબથી તે તુરત અધ્યયન કરી વાકેફ થઈ શકયો નહીં. "નીશ્ચીંત પણામાં આળસ રહેલી છે," માટે મોરટને આળસુ થઇ સઘળા દસ્તાવેજો આવતી કાલે વાંચવાનો ઠરાવ કરી પોતાની ગમતમાં પડયો.

ચાર પાંચ દહાડા વીતી ગયા, અને "મોરટન ઈવેલન" ને પોતાના મિત્રોએ "લાર્ડ" કહી બોલાવવા અને "લાર્ડ" ની પદવી ધરાવનાર સમજી યોગ્ય માન આપવા લાગ્યા, તેમ તેવા મિત્રોએ "મોરટન" ને "લાર્ડ આરબસી" નું નામ "કલબ" ના મેમબરના લીસ્ટમાં નોંધી રાખ્યું.

ગ્રહસ્થો અને અમીરોની મંડળીમાં "લાર્ડ આરબસી" ના નામથી મોરટનને દાખલ કરવામાં આવ્યો. "મારકવીસનો ડયુક", બે "અરલ", તથા ત્રણ અથવા ચાર "બયારનશ" વીગરે મંડળ ભેગું થઇ મોરટનને "લાર્ડ" ની પદવીનો ખેતાબ આપ્યો, ને હોનેરીયાને મારી "લેડીશીપ" ના નામથી સઘળા બોલાવતા જોઈ મોરટન ઘણો ખુશી થયો ( આ ખેતાબ વાલડરોનની પરવાનગીથી આપવામાં આવ્યો હતો ) મોરટન વાલડરોન સાથે આ સઘળી બાબત વીશે એક મત થવા સારૂ વાલડરોનની હાફીમાં ગયો, અને ત્યાંથી આવી હોનેરીયાને હવે પછી "લેડી આરબસી" ના નામથી બોલાવશે, એવી ખુશીની ખબર આપી.

જ્યાંત્યાં મોરટનને લાર્ડ, હોનેરીયાને લેડી અને તેમની પ્યારી એગનરને હોનરેબલ મીસ " ઇવેલન" એવા અમીરી નામથી સર્વ કોઇ બોલાવવા લાગ્યા.

થોડા દીવસ વીતી ગયા, વાલડરોનનો વડો કારકુન ટીમપરેલની મોકલેલી નોટીસો સરવે પોંહચ્યા વીશેના જવાબ મનમાનતી રીતે મળ્યા.

જંગલના કમીશનરે મોરટનની જાગીરી તેને સપુરત કરવાની હા કહી. " શીકીંગફંડ" ના કમીશનરે બસો, હજાર પાંઊંડ દસ્તાવેજ પુરાવાથી

ખાતરી થએ આપવાને કબુલાત આપી. એ પ્રમાણે મોરટનનું સઘળું કામ સમાધાન ભરેલી રીતે ચાલતું હતું. આ કમીશનરો તરફથી જાગીરી તથા નાણું કબજે લેવા એક દીવસ મુકરર ઠરાવ્યો.

તે દીવસ મોરટનને બરાબર અગીયાર વાગતે વાલડરોનની હાફીસમાં જવાનું હતું, અને આટલા વખતમાં પેલા દસતાવેજો જેના થોકે થોક મોરટન લાવ્યો હતો; તેમાંથી મોરટને સેહેજસાજ જેવું તેવું જ્ઞાન. મેળવ્યું હતું. વાલડરોનની હાફીસમાં તે એકલો જનો હતો; એટલામાં તેનો વડો કારકુન ટીમપરેલ વાલડરોન પાસે કાંઈ છુપી વાત કરતો હતો, અને તે છુપી વાત મોરટનને સાંભળવાની ઇછા થઇ. વાલડરોનની હાફીસમાં તેને ખાસ બેશવાના ઓરડામાં વાલડરોન સાંમેનું રસ્તાનું બારણું બંધ કરીને ટીમપરેલ વાત કરતો હતો; પણ તે સઘળી વાત મોરટન બારણા નજીક પોતાના કાન દઈ ધીરેથી સાંભળતો હતો:—

**ટીમપરેલ**—કેમ માસ્ટર સાહેબ, હવે કામ પારપાડયું માટે મારો કરાર દશ હજાર લેવાનોછે તેમાંથી એક શીલીંગ પણ ઓછી લેવાનો નથી.

**વાલડરોન**—ચુપ (જરા મનમાં ધાસ્તીથી અને નમ્રતાથી) જરા વ્યાજબી તો બોલો.

**ટીમપરેલ**—હું વ્યાજબી બોલું છઊં અને એટલું તો નકી જાણજો કે માત્ર પાંચ હજારને માટે હું મારી પોતાની ગરદન એવી મોટી આફતમાં નાખવાનું જોખમ કદી માથે લેવાનો નહીં; માટે જો માગણી કબુલ નહીં રાખશો તો સઘળું તમારૂં કાંમ ઊંધું વાળીશ. જુઓ આ લેખ (દસ્તાવેજો) બનાવટના છે, અને તમારૂં બોલવું પણ જુઠાણ ભરેલુંછે.

**વાલડરોન**—ખોદાને માટે હવે બસ કરો ને ચુપકીદીથી બેસી રહો; જુઓ મારે કેટલો ખરચ થયોછે તેનો તો તમો વીચાર કરતા નથી; તોપણ લ્યો મી૦ ટીમપરેલ અહીં આવો અને પંચોતેરસોનો આંકડો કબુલ રાખો.

**ટીમપરેલ**—દસ હજારમાં એક શીલીંગ પણ ઓછી નહી લઊં, માટે

વીચાર કરી જલદી જવાબ આપો, નહીતો તમારો જમાઇ "ઇવેલન મોરટન" જેવો આવશે તેવોજ તેને મળી ખબર આપીશ ને સાફ કહીશ કે "આ સઘળો દગો છે" માટે સઘળી અમીરી તેના કીસ્મતની નથી, પણ મારી છે.

એટલામાં મોરટન ઇવેલન વાલડરોનના ઓરડામાં દાખલ થયો. મોરટનનો ચેહેરો એવો તો ફીકો થઈ ગયો હતો કે જાણે તેના માથાંપર કાળચક્ર ફરતું હોય; તે સાથે ટીમપરેલના મહાભયંકર અને દુખદાયક શબ્દ સાંભળતાં તેના હોશ ખતા થઇ ગયા.

**મોરટન**—વાલડરોન સામે ખુરશી ઉપર બેસી સ્તબ્ધ થઈ ગયો હતો. તેનામાં બોલવાની તાકાત રહી નહોતી; તેની છાતીમાં ધારતીનો થડકારો એવો તો ચાલતો હતો કે તે હીબકા ભરીને શ્વાવશ લેતો હતો અને પછી છેવટે છાતી ફાટે તેમ રોવા લાગ્યો.

વકીલ ને કારકુન મોરટનની આવી હાલત જોઇ અજાએબ થઇ ગયા. વાલડરોન "ટીમપરેલ" ઉપર તેની આંખો લાલચોળ કરી ગુસ્સાથી તેને તે જગ્યાથી જવાને પોતાના હાથની ઇશારત કરી, એટલે ટીમપરેલે તેની પછવાડેનું બારણુ બંધ કરી પોતાને ઠેકાણે ગયો ને વાલડરોન મોટા વીચારમાં પડચો કે આ અગત્યના કામનો ફડચો કેમ કરવો.

**મોરટન**—આતે શું મને સ્વપનું છે, હું જાગું છું કે ઊંઘું છું ? એમ બડબડાટ કરી પોતાની આંખમાંના આંસુ લુછીને કહેછે "અરે વાલડરોન આ શું છે ? દગો કે, અલબત દગો ; ખરેખર તમોતો લુચાછો".

**વાલડરોન**—યાદ રાખજો સાહેબ હું તમારો સસરો થાઊંછું.

**મોરટન**—તેતો ખરૂં, પણ તમો લુચા છો, એમાં મને કાંઈ પણ શક નથી.

**વાલડરોન**—વારૂં ત્યારે તમો મને લુચો કહી, મારી બેઅદબી કરવા માંગતા હોતો, એ સઘળી લુચાઇ હું તમારી ગરદન ઉપર નાંખી દઇશ એ પણ નકી જાણજો.

**મોરટન**—ના, ના, એમ કદી બનવાનું નથી, અને લુચાઇ સ ઘળી તમારી છે. મારી પાસે ખાતરી લાયક પુરાવાછે, હું નિરઅપરાધી છઉં, એટલું નહીં પણ મારૂં નિરઅપરાધીપણું સાબીત કરવાને તૈયાર છઉં.

**વાલડરોન**-નાણું લેવાને તમે તૈયાર થયાછો, ને તમે કબુલ પણ કરશો, ખાતરજમા રાખજો કે હું તમારા હાથમાં નથી, પણ તમે મારા હાથમાં છો.

**મોરટન**-ના સાહેબ, આ પૃથ્વીની સપાટી ઉપર સઘળી જગોએ ઈનસાફ થાયછે, અને જો પરમેશ્વર કરશે તો હું મારો બચાવ જરૂર કરી શકીશ. અરે, અરે, શું તમે મને મહા સંકટના ફાંસામાં નાંખવા ચાહોછો; પણ હું તેમાં સપડાવાનો નથી. અરે, પરમેશ્વર તો જાણેછે કે સઘળા ગુનેગાર તમો છો.

**વાલડરોન**-એમ નહી કરો, તમે ધીરજથી વીચાર કરો ને જે જે વાત હું કહું તે તમો સાંભળો, એવું વાલડરોન વિશ્વાસ જાણી કહે તો હવો.

**મોરટન**—બોલો, બોલો, તમારે શું કહેવાનું છે. એમ કહી ખુ રશી ઉપર અઢીંગણ દઇને સુતો હતો ત્યાંથી ઉઠીને કહેછે.

**વાલડરોન**—સાંભળો, સાંભળો, મારા તથા તમારા લાભને તથા સલામતીને માટે, મેં જે જે યુકતીઓ કામે લગાડી છે, તેનો બંદોબસ્ત કેવી રીતે કરેલોછે તે સઘળો તમે ધ્યાન દઈ વિચારમાં લો, ને ધૈર્ય રાખો.

**વાલડરોન**—વળી તમારા તથા મારા વચમાં લેવડદેવડનો વ્ય વહાર ચાલ્યો છે, તે ઉપર તમે એક વખત ફરીથી વિચાર કરો; આપ ણા બંને વચમાં કેવો સંબંધ છે? માત્ર અસીલ અને વકીલનો. જેવી રીતે તમે મને ખબર આપતા ગયા તેવી રીતે મેં તમારૂં કામ બજા વી આપ્યું. તમે મારી પાસે આવ્યા અને તમારી જે ઉમેદ હતી, તે સઘળી મને કહીદીધી, તમારી વાત મેં ધીરજથી સાંભળી લીધી, અને તેના ઉપર મેં એટલો બધો ઇતબાર રાખ્યો કે, જેના બદલામાં

મેં તમને કેટલીએક નાણાની મોટી મોટી રકમો આંગપર આપી તે સિવાય મારી છોકરી સાથે તમારા લગ્ન કરી લેવાની માંગણી પણ મેં કબુલ રાખી. છેલ્લે મારી છોકરી સાથે તમારાં લગ્ન પણ કીધાં. મારા વડા કારકુન ટીમપરેલની રૂબરૂ મેં તમને કહ્યું હતું કે, તમે મને તમારા વકીલ તરીકે નીમ્યાછે, એટલુંજ નહી, પણ તમારૂં કાંમ કરવાના બદલામાં મારી હકસાઇનો સેંકડે (આટલા) ટકા આપવાનો ઠરાવ કરી દસતાવેજ ઉપર સહી પણ તમે કરી આપીછે. "ન્યુસપેપરોમાં" જાહેર ખબરો પણ તમે છપાવીછે, તમારા વારસા બાબતનાં સઘળા દાખલાના પુરાવાની નકલ પણ તમે કરેલીછે, માટે જો દસ્તાવેજ ખોટા ને બનાવટના છે (એમ તે કહેતો હતો) તે સઘળા ખોટા લેખો તમે બનાવ્યાછે, અને તે તમારાજ હાથ અક્ષરના છે.

**મોરટને** આ સઘળા (વાલડરોનના) વચન સાંભળી લીધા જેથી તેના મનમાં દીલગીરી પેદા થવા લાગી, અને છેલ્લે તે પોકે પોકે રોવા લાગ્યો.

**વાલડરોન**—એમ કરવાથી કાંઈ ફાયદો નથી, પણ હવે તમારી સ્ત્રી અને છોકરીની ખબર લો.

**મોરટન**—ત્યારે હવે થયું તે થયું, હું તો હવે આ દગાના કાંમમાં વધારેવાર ઉભો રહેવાનો નથી. તમારૂં કાળું તમે કરો.

**વાલડરોન**-ઠીક છે (લાલ આંખો કરીને) હું મારી મરજી પ્રમાણે કરીશ, પણ તમે સારી રીતે યાદ રાખજો કે તમે એક બાબતમાં તો મારા અખતીયારમાંછો. હું તમારી પાસે નાણાની મોટી રકમ માગું છઊં, તમારા હાથનાં સહી કરેલાં બીલો મારી પાસેછે, અને ખત પણ છે. હું તમને સાહુકારી કેદખામાં નખાવીશ, તમે મારી સાથે દગો રાખ્યોછે. તેને માટે હું તમને ગુનેગાર ઠરાવી કેદમાં મોકલાવી દઈશ. ટુકામાં હું ધારીશ તે કરીશ. એમ કહી વાલડરોન જરા ધીમો થઈ મીઠાસથી કહેછે. "મોરટન" જુઓ પણ તમે હવે નાદાની નહીં કરો, જે થયું તે થયું. આપણે અંદર અંદર સમજવું જોઈએ. તમે જાણોછો કે હું પૈસાવાળો છઊં, પણ એમ

નથી, મારી પાસે જે નાણાં હતાં તે સઘળાં મેં તમને આ કામને પ્રસંગે આપી દીધાં, ને બાકીના આ કામના સંબંધમાં ખરચી નાખ્યાં. એટલે હવે હું ભીખારી થયો છઊં, કારણ કે મેં આ કામના શોધમાં ને શોધમાં મારો ધંધો પણ કીધો નથી. માટે "મોરટન" તમે સમજુ થાઓ, હવે આપણને ઘણું કરી હરકત આડી આવવાની નથી, તેમ આપણને કોઈ પકડી શકે એ વાત પણ ઘણી અશક્ય સમજવી, અને "મોરટન" જ્યાં સુધી તમે નાદાનીથી કે બેવકુફીથી, આ સઘળી વાત ખુલ્લી નહી કરો, ત્યાં સુધી આખી દુનીઆમાં "આપણા દસ્તાવેજો બનાવટી છે" એવું કોઈ સાબેત કરવાનું કેહેનારને હું તુચ્છ ગણી ધીઃકારૂં છું. માટે જો કે આવી મારી ખરાબ હાલતમાં તમે મને ઓર દુખ દેશો તો પછી હું મારી છોકરી અને તેણીના બચાંઓને ખરેખર ભુલી જઇશ, અને તમેજ મારો નાશ કીધો, તમેજ મારી દુરદશાના સાધન છો, એમ ગણીશ. હું નીશ્ચય કરી કહું છું કે, એક જુગારીની વાત ઉપર ભરોસો રાખી, આ હાલતને પામ્યો.

મોરટને વાલડરોનની સઘળી વાત સાંભળી, પણ તે ઉપર કાંઈપણ લક્ષ આપતાં તેની નાની પ્યારી એગન્સની શીહાલત થશે, તે ઉપર તે વારે ઘડીએ પોતાનું મન દોડાવતો; પણ તે બાબતમાં તે કોઇ પણ નીર્ણય કરી શક્યો નહી; છેવટે તેણે વાલડરોનને નીચે પ્રમાણે કહ્યું:–

**મોરટન**–( વાલડરોનની સામું જોઇને) તમે કહયું તે ઠીકજ છે, પણ હાલ હું એકાએક મારો ઠરાવ તમને કહી સંભળાવી શકતો નથી. માટે થોડા કલાકની મને પરવાનગી આપો તો, તેટલામાં હું વીચાર કરી મારો ઠરાવ હું તમને જણાવીશ.

**વાલડરોન**–વારૂં ત્યારે ઠીક છે, તમે થોડો વખત લો. એમ કહી વાલડરોને પોતાના મન સાથે વિચાર કીધો કે, મારાં છેલ્લાં ભાષણથી મોરટનના દીલમાં અસર થઈ હશે ખરી.

ઇવેલન મોરટન હાથમાં ટોપી લઈ ચાલતો થયો. રસ્તામાં તેને પેલો ટીમપરેલ મળ્યો, પણ તેની સામું નજોતાં તે ખુલી હવામાં ચાલ્યો જાયછે.

મોરટન ગયો કે "ટીમપરેલ" તુરતજ વાલડરોનના ઓરડામાં દાખલ થયો. આ વખતે તેણે પોતાની પછવાડે બારણું બંધ કરવાની ખુબ સાવચેતી રાખી હતી.

**વાલડરોન**—(કરડી આંખો કરી, ટીમપરેલ સામું જોઇ) સાબાશ છે, તમે ભલું કામ કીધું.

**ટીમપરેલ**—શું બધું ખરાબ હાલ થઇ ગયું? (મનમાં શું બનાવ બન્યો તે જાણવાની ઈછાથી)

**વાલડરોન**—નહીં, નહીં, ઉમેદ છે કે કાંઈ હરકત નહીં આવે, સઘળું સમાધાન થઇ પડશે, પણ મોરટન પોતાની સ્ત્રી સાથે જરા વીચાર કરીને પાછો આવશે, અને તેણીને સઘળી હકીકત કહી દેશે.

**ટીમપરેલ**—હોનેરીયા ઘણી શાણી અને સમજુ છે, માટે તે તેને સઘળી સારી સલાહ આપશે.

**વાલડરોન**—હા, હા, હોનેરીયા તો આપણી તરફ થશે, પણ હવે મારે તેણીની પાસે જઇને તેણીને સઘળું શીખવવું જોઇએ. એમ કહી, ટીમપરેલને કહ્યું કે, મારે વાસ્તે હોનેરીયા પાસે જવાને સારૂ ગાડી લાવ. ટીમપરેલે ગાડી મંગાવી, અને વાલડરોન ગાડીમાં બેસીને તુરતજ હોનેરીયા પાસે ગયો. જ્યાં હોનેરીયા મોરટનની રાહ જોઇને બેઠી હતી, પણ મોરટન આવી પહોંચ્યો નહોતો.

આ ઠેકાણે વાંચનારને અમે જાણ કરીએ છીએ કે, જ્યારથી પેહેલે મોરટનને હોનેરીયા પાસે લઇ જવામાં આવ્યો, ત્યાર પછી છેક અઢાર મહિને "ઓરબસના" વારસ તરીકેનો મોરટનને સઘળો વારસો મળશે, એવી ખબર હોનેરીયાને આપવામાં આવી હતી.

**વાલડરોને** પોતાની બેટીથી એક જરૂરની વાત છુપી રાખો છે એવું હોનેરીયાના અનજાણપણામાં નહોતું અને હોનેરીયાએ એવી છુપી વાત શું છે? તે જાણવાને પોતાની ઈચ્છા પણ જણાવી નહોતી. વાલડરોનના મનમાં એ વારસા બાબતની વાત ચોકસ મુદતસુધી છુપી રાખવાનો અને અમુક

મુદત સુધી હોનેરીયાને નહી કેહેવાનો હેતુ જુદોજ હતો. વાલડરોન તો એ વી છુપી વાતથી વાકેફ કરવાને તેનું દીલ ચાહતું હતું, પરંતુ તેમ કર વા તેનું મન અચકાતું; એટલાજ કારણથી કે રખેને હોનેરીયા પોતાના ખાવીંદને પ્યારના જુસ્સામાં આવી કહીદે. વળી મોરટનને બેમાલંમ રા ખવાનો વીચાર વાલડરોને કરેલો તે એટલાંજ કારણથી કે હોનેરીયા સાથે મોરટનના લગ્ન થાએ ને પછી તેને કાંઇપણ બચું થાએ એટલે આ વારસા બાબતની છુપી વાત સઘળી કહેવી કે પછી હોનેરીયાના આખેર સુધીના સુ ખમાં વીઘ્ન પડશે નહી; અને હોનેરીયા અને મોરટનનું ખુબસુરત જો ડું હમેશાં પોતાની જીંદગી ખુશીમાં ગુજારશે. હોનેરીયાનો બાપ અપરા ધી થઇ પડયો છે એવું તેણીના જાણવામાં આવી ચુકયું હતું; વળી વાલ ડરોનના આવા કરતુકથી હોનેરીયા અને મોરટનની દુરદશા આવશે એ વો હોનેરીયાને નીશ્ચય થઇ ચુકયો હતો. તેણીના મનના વીચાર એવા હતા કે, અમીરી પદવીએ પોહોંચી ઊમરાવોની સભામાં આવું મોટું માન મેળવી છેલ્લે દુરદશા ભોગવવી અને દુનીઆનો ફીટકાર લઇ દુઃખ સહન કરવાના કરતાં દેહ ત્યાગ કરવો એ સઘળા કરતાં સર્વોપરી રસ્તો છે.

હોનેરીઆ અને વાલડરોન ઘણોવાર વાત કરવા પછી હોનેરીયા પોતાના બાપને કહે છે.

**હોનેરીયા**—બાપા તમે ખાતરજમા રાખજો કે હું મોરટનને તમારી ભલામણ પરમાણે સઘળું કહીશ; અને મને જરાએ શક નથી, કે મોરટન મારી મરજીથી કાંઇપણ રીતે ઉલટો ચાલે.

(એટલામાં કોઇ બારણું ઠોકે છે અને મોરટન કમપાઉનડમાં દાખ લ થાએ છે.)

**હોનેરીયા**—મારા પ્યારા ખાવંદ તમે અત્યારસુધી કયાં હતા? તમે આટલા મોડા કેમ આવ્યા?

**મોરટન**—મારી વાહાલી હોનેરીયા હુંતો ધારૂં છઊં કે તમારા જા ણવામાં સઘળું આવી ગયું હશે.

**હોનેરીયા**——પ્યારા મોરટન ખરી વાત છે, હું સઘળું જાણું છઊ પણ તમે ગભરાશો નહી, તમે શું ઠરાવ કીધો છે ?

**મોરટન**–ત્યારે વારૂં તમે શું વીચાર ધારોછો તે કહેશો ? ( જાણી બુજીને હોનેરીયાની પરીક્ષા કરવાને)

**હોનેરીયા**——અરે પ્યારા મોરટન તમારે પોતાને માટે અને તમારાં બચાંને માટે કાંઈ સારો વીચાર કરવો જોઈએ, અને તે બાબત હવે મને વધારે સવાલ કરવો બંધજ રાખો.

**મોરટન**——અરે હોનેરીયા! ત્યારે શું હું અપરાધી ઠરવા તઇઆર થાઊં કે ?

**હોનેરીયા**–નહી નહી મારા પ્યારા ખાવીંદ તમે મારા કહેવાનો અવળો અર્થ શામાટે લોછો ?

**મોરટન**–(વાલડરોન સામું જોઇને) ધીઃકારછે તમને. તમે પોતે તો અપરાધી ઠરી ચુકયાછો, પણ તમે તમારી છોકરીને પણ બદ સલાહ આપવા ચાહોછો !

આવા મોરટનના વચન સાંભળી તેને શું જવાબ દેવો એવા તે વીચારમાં હતો એટલામાં તેનો વડો કારકુન ટીમપરેલ આવી પોંચ્યો.

**ટીમપરેલ**–મને માફ કરજો (ઠંડાં પેટથી) કદાચ મેં તમને તમારી વાતમાં હરકત કરી હશે. મળવાનો ઠરાવ આવતી કાલે થયોછે.

**મોરટન**–( આંખો લાલ ચોળ કરી) કાલે કે શું એમ કહી ટીમપરેલના બદન ઉપર ધસ્યો એટલામાં વાલડરોને આવી તેનો હાથ પકડી રાખ્યો; અને કહ્યું કે મોરટન શું તમે ઘેલા થાઓછો , ધીરજ રાખો !

**મોરટન**–વાલડરોનના હાથમાંથી પોતાનો હાથ છોડાવીને ચાલતો થાએછે.

**હોનેરીયા**–મારા પ્યારા મોરટન તમે કયાં જાઓછો ? પાછા વળો (ગદગદકંઠે) તમને આ શું થયુંછે.

**હોનેરીયા**—મોરટનની પછવાડે રોતી રોતી દોડી , પણ મોરટન

પોતાનો પગ જોશભર ઉઠાવી દરવાજા બાહાર નીકળી પડયો અને તુરત અદ્રશ્ય થઇ ગયો. (વાલડરોન પોતાના વડા કારકુન ટીમપરેલ સામા જોઇને) મી૦ ટીમપરેલ તમે હાફીશમાં જાઓ. મોરટન તો ઘેલોથઇ ગયોછે રખેને પેલા દસ્તાવેજોનો નાશ ન કરી નાખે માટે તમે ત્યાં જઈ દસ્તાવેજો સલામતી ભરેલી જગ્યાએ રાખી આવો.

**ટીમપરેલ**—તુરત હાફીસ તરફ ચાલતો થયો અને વાલડરોન એક બાંક ઉપર બેસી હોનરીયા શામું જોઈ રહી વીચારમાં પડયો કે હવે મોરટને શું નીરણય કરયો હશે? અને મહા વીકટ કામનો ફડચો કેમ લાવવો ?

**હોનેરીયા**—બાપા આ સઘળાં કૃત્ય તમારાં છે ને ખરૂં બોલાવો તો મારો ખાવંદ નીતીવાન છે, અને તેને તમેજ ફસાવોછો, એમ કહી હોનેરીયાની આંખોમાંથી આંસુની ધારા ચાલી.

(તે વિલાપ કરેછે)

મોરટન! અરે મોરટન! મારા ઊમરાવ દીલના ખાવંદ તું કયાં જતો રહ્યો? અરે! હવે તું પાછો કયારે આવીશ? તારૂં હસતું મુખડું હું હવે કયારે જોઈશ? અરેરે! પ્યારા ખાવંદ મને આવી નીરાધાર હાલતમાં અને રઝળતી મુકી જવાની તને જરાએ દયા ન આવી? સવારનાં અને રાતના ખાણાની વખત તારી પ્યારી એગનસને છાતી સાથે કોણ દાબશે? અને રાબેતા પ્રમાણે તેના ગુલાબ જેવા ગાલ ઉપર કોણ બોસાઓ દેશે? અરે! પ્યારા ખાવંદ તારી હોનેરીયા અને એગનસની ઉપર દયાની નજરથી જો, અને તેઓને તારૂં એક વખત મુખડું દેખાડી જા.

હોનેરીયાના આવા કલપાંતથી વાલડરોનના દીલમાં દીલગીરીના જખમ લાગ્યા, તેની છાતી ભરાઇ આવી અને છેલ્લે તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી.

**વાલડરોન**—જરા શાંત થઇને તું હવે વધારે દલગીર નહી થા. મોરટન કાંઈ જવાનો નથી તે જલદી પાછો આવશે, એમ હું ધારૂં છઊં

જો તે પાછો નહી આવે તો હું ખરાબે હાલ થઇ જવાનો એમાં શક નથી.

**હોનેરીયા**—સાવધાન થઈ (ગુસ્સામાં) બાપા તમારી માઠી હાલત એ તમારા અપરાધની સજા સમજવી, અરેરે બાપા તમારાજ આવવાથી મારો ખાવંદ અદ્રસ્ય થઇ ગયોછે. તેના નાશી જવાના કારણ તમોછો. મારા ખાવંદ સાથે આખર શુધીનો વીજોગ તમોએ પડાવયોછે. અરે બાપા તે હવે પાછો આવવાનો નથી એમ હું નકી જાણું છઊં, એમ કહી ફરીથી મળમળી થઈ ગઈ.

**વાલડરોન**ના મનમાં હોનેરીયાનો વીલાપ અને તેના મોઢામાથી નીકળતા દુખદાએક વચનો એક તીખાં લોઢાંની તેજ ધારની કટારના નહી રૂઝાએ તેવા જખમો લાગ્યા. વાલડરોન ગાભરો થઈ ગયો, આણી તરફથી હોનેરીયાની બેન વીગરે શેકુટુંબના માણસો આવ્યાથી સીડનીવીલમાં મોરટનના ગુમ થવાની ખબર ફેલાઈ ગઇ. વાલડરોને એક પોતાની હાફીસમાં, બીજો હોટેલમાં, ત્રીજો મોરટનના મીત્રોને ત્યાં એમ જાહાં જાહાં મોરટનના બેસવા ઉઠવાના ઠેકાણાં હતાં તાંહાં તાંહાં સીપાઇઓ ખબર કાઢવા મોકલ્યા "બીલમોંટ કોટેજ" ના ઊંચા મીનારાની ઘડીઆળમાં બારનો ટકરો થયો, ખબર કાઢવા જનારા સીપાઈઓ અને માણસો સરવે પાછા આવ્યા, તેઓ એવી ખબર લાવ્યા કે મોરટનની આખા લંડન શેહેરમા શોધ કરી પણ તે મળી શકયો નથી.

**વાલડરોન** અને હોનેરીયા બને જણે આવી ખબર શાંભળવાથી નીરાશ થઈ ગયા. તેઓનામાં બોલવાની તાકાત બીલકુલ રહી નહી; છેવટ વાલડરોને હીમત પકડી જાતે તપાસ કરવાનો ઠરાવ કરી દીલગીરીમાં હોનેરીયા સાથે કાંઇપણ બોલયા વગર ચાલતો થયો, અને હોનેરીયા પોતાનુ બચ્ચું ખોળામાં લઈ વીલાપ કરતી કરતી થાકી ગઈ, ને છેવટે નીંદ્રાએ તેણીને આસાએશ આપી.

આમ કરતાં કેટલાએક દીવશ વીતી ગયા, મોરટન આજ આવશે, કાલ આવશે એમ હોનેરીઆ વાટ જોતી હતી; પણ આખરે મોરટન તો

આવ્યોજ નહી, તેના એકાએક ગેબ થઇ જવાની ખબર ન્યુસપેપરોમાં છપાઇ, અને છેવટે વાલડરોનના મનમાં એવું નક્કી આવ્યું કે મોરટને રખેને આપઘાત કીધો હોએ !

**વાલડરોન**—(પોતાના મનમાં) અરેરે, આખરે મારી ધારણામાં હું પાર પડયોજ નહી. ત્યારે શું મોરટન આખર શુધી નહીજ આવે! એમ થાએતો દુનીઆમાં હું મારૂં મોઢું શું દેખાડું ? ધી:કારછે મને ! એવો પોતાના મન સાથે વીચાર કરી મધ્ય રાત વીત્યા પછી પોતાના બીછાના ઉપર ઊંઘી ગયો.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ "એગનસ" અને "ફ્લોરીબલ" મોટી થતી ગઇઓ, તેઓ બને જણીઓનો અન્યોઅન્ય અરસપરસ પ્યાર એટલોતો વધી ગયો કે તે બનેનું ખોળીયું માત્ર જુદું, પણ તેઓનું અંત:કરણ એકજ હતું.

એક દાહાડાને સમયે સવારના પોહોરમાં હોનેરીયાની બેહેન મીસ્ટ્રેસ લીસ્ટર રસેલચોકમાં વાલડરોનના ઘર નજીક થઇને એક સુંદર ભભકાદાર ગાડીમાં બેસી જતી હતી તેવામાં તેણીને વાલડરોનની હવેલી નજીક સંખ્યાબંધ માણસોનું ટોળુંનેટોળું જોવામાં આવ્યું. ગાડી ઉભી રાખી મીસ્ટ્રેસ લીસટરના જોવામાં પેહેલા ભેગા થેયલા માણસોના ચેહેરા ફીકા થઈ ગયલા અને ગમીમાં ગીરફતાર દીઠા, માણસો વાલડરોનના ઘરમાંથી આવતા જતા હતા. પોલીસના સીપાઇઓની દોડમદોડ થઇ રહી હતી. કોરોનરની જુરીના ગ્રહસ્થો પણ આવ્યા અને વાલડરોનના ઘર નજીક કળાહોલ મચી રહી હતી. જુરીના અને પોલીસ અમલદાર ગ્રહસ્થોના ચેહેરા ઉપર અજાયબી અને દલગીરી દેખાતી હતી. તપાસ કરતાં કરતાં મીસ્ટ્રેસ લીસટરને માલુંમ પડયું કે તેણીના બાપ વાલડરોને ગળે ફાંસો ખાઈ આપઘાત કીધો છે. મીસ્ટ્રેસ લીસટરે આવી ખબર સાંભળવાથી તે ઘણી દલગીર થઇ અને તેણીએ આ ખબર હોનેરીયાને જલદી કેહવાનું દુરથી ધારી ગાડી તે તરફ દોડાવી ચાલતી થઈ. વાલડરોનના અચાનક મરણથી જેટલી દલગીરી મીસ્ટ્રેસ

લીસ્ટરને લાગીછે તેટલી દલગીરી હોનેરીયાને લાગી નહોતી; કારણ હોનેરીયા પોતાના બાપના માઠાં કરતુકથી સારી પઠે વાકેફ હતી.

મોરટનનું એકાએક ગુમ થવું અને વાલડરોનના અકસ્માત મરણની ખબર શેહેરની ચારે બાજુએ ફરીવળી, લોકોના મનમાં શક પેદા થયો. વારસાના કામમાં દગો થયલો હોવો જોઇએ, નહીંતો આમ બને નહીં. સરકારી અમલદારોએ એ વારસાના દસતાવેજ જોવા માંગ્યા, પણ ટીમપરેલે એવો જબાપ આપ્યો કે વાલડરોને તેના મરણ અગાઉ તે દસતાવેજો કેથે રાખ્યા હોય, ઇઆ તેનો નાશ કીધો હોએ તેની તેને કશી માલુમ નથી.

આવા દુખદાએક બનાવથી હોનેરીયાને એટલો બધો સંતાપ થયો કે છેવટે તેણીએ એક વરસ સુધીમાં ઝુરી ઝુરીને પોતાનો દેહ ત્યાગ કરી પોતાની વાહાલી "એગનસ" ને નીરાધાર હાલતમાં રઝળતી મુકી.

એગનસને તેની માસી લીસ્ટરે પોતાની સંભાળ તળે લીધી, અને ફ્લોરીબલની જોડે તેણીને ઉછેરવા લાગી.

આ વાત બંધ કરવા અગાઉ એક દુખદાએક બનાવની નોંધ કરી લેવાની અગત્ય ધારીએ છીએ. મી૦ લીસ્ટર (હોનેરીઆનો બનેવી) આજારી પડયો પણ તેને થોડા દીવસમાં આરામ થઇ, પોતાની નોકરી ઉપર જવા લાગ્યો, જાંહાં તેને વધારે મેનત પડવાથી ફરી આજારી પડયો, અને તેણે પણ મીસ્ટ્રેસ લીસ્ટર અને ફ્લોરીબલ બંનેને આ દુનીઆના વેરાન જંગલમાં નીરાશ્રીત હાલતમાં મુકી પોતાનો પ્રાણ કીરતારને સોંપી દીધો. જયારે ફ્લોરીબલ અને "એગનસ" ૭ ૭ વરસનાં હતાં ત્યારે આ માઠો બનાવ બન્યો હતો, પણ મીસ્ટ્રેસ લીસ્ટર જાતે દયાળુ ઔદાર્ય અને પ્રીતીપાત્ર મનની હતી કે તેણીએ ફ્લોરીબલ અને "એગનસમાં" કોઈ પણ જાતનો અંતર નહી રાખ્યો હતો.

એગનસ અને ફ્લોરીબલ બડી બામદાદનાં ઉઠી નાસ્તો કરી બગીચામાં ફરવાને સાથે નીકળતીઓ, સવારનું તથા સાંજનું ખાણું એકજ ટેબલે ખાતીઓ, રાતના વખતે મધુર શ્વરથી એકજ ગાયન સાથે ગાતીયો અને તેઓ રાતને વખતે એકજ બીછાનાપર આરામ લેતાં. ટુકામાં તેઓ એક ઘડીપણ જુદાં પડતાં નહી, પણ રાત અને દીવસ પોતાનો વખત ભરત ભરવાનું કામ શીખવામાં કાઢતીઓ.

---

# પ્રવેશ પાંચમો.

## લઘુવીભાગ બીજો.

પાત્ર.

ચારલસ ડીવેર... ... ... ... ... ... ... એક પેહેલવાન મરદ (નાએક)
હેકટર હારડરેસ... ... ... ... ... ... એક ગ્રહસ્થ (લાર્ડનો છોકરો)
મીસ્ટ્રેસ ડીવેર... ... ... ... ... ... ... ચારલસની મા .
રાચેલ... ... ... ... ... ... ... ... ફ્લોરીબલ અને એગનસની ચાકરડી.
વીની ફ્રેડ બારીગટન... ... ... ... ... શાઉકારી કેદી.
મીસ વીનીફ્રેડ... ... ... ... ... .... તેની છોકરી.
મીસ્ટ્રેસ ચીકલેડ ... ... ... ... ... એક બુઢી કારસતાની દાસી.
શાર્લી નીલ... ... ... ... ... ... ટીમપરેલની ભત્રીજી.

### સનેહનું બંધન.

એગનસ અને ફ્લોરીબલનો અરસ પરસ પ્યાર, તેઓની સાથે ચારલશ ડીવેર અને હેકટર હારડરેસ નામના સખસોની મુલાકાત, હેકટર અને ચારલસ વચમાં મારામારી, ટીમપરેલની છુપી તપાસ, વીનીફ્રેડની એગનસ અને ફ્લોરીબલ સાથેની મુલાકાત, તેઓની સખાવત, ફ્લોરીબલનું સ્વપનું, ઈત્યાદી.

આપણી વારતા હવે સતર વરસ પછી પાછી જારી થાએછે. સને ૧૮૪૮ ના મસ્ય ઉનાળાના દીવસમાં આપણી વારતાનો સંબંધ ચાલુ થાએછે. આટલાં વરસમાં પ્રથવી ઉપર લાખો બનાવ બની ગયા, કેટલા એક જનમ થયા ને કેટલાંએક મરણ નીપજ્યાં. કેટલાએકો ગરીબના તવંગર થઈ ગયા ને કેટલાએક તવંગરો દુર્બલ થઇ ખરાબ હાલતમાં આ

વી ગયા. કેટલાએકો પોતાની આશામાં ફતે પાંમ્યા અને કેટલાએકો નાસીપાએશ થઇ ગયા. કેટલાએક ઉછરતા છોકરાઓ સમજણમાં આવી પોતાનાં માબાપ તરફ પ્યાર બતાવવા લાગ્યા ને કેટલાએકોને હરામ ઇલત લાગવાથી પોતાના કુટુંબનો ધીઃકાર લેતા. અરે! આ પ્રથવીની સપાટી ઉપર કુદરતના કેવા કેવા નીયમછે? કાલ કેવી રીતે ગમન થાયછે અને દુનીઆમાંના અનેક બનાવનાં ફરતાં ચક્રોમાં કેવી કેવી જાતની ખુબી જોવામાં આવેછે!

આપણી યાદદાસ્તમાંથી કદી નહી ખશી જાએ એવો એતેફાક બન્યાને સાડાશતર વરસ થઇ ગયાં અને ઇ૦ શને ૧૮૪૮ ના જુન મહીનાનાં પહેલાં અઠવાડીઆમાં એક દીવસ પાછલા પોહોરના સમયે "હોરશગારડ" ના ઘડીઆળમાં ચાર વાગતાનો ટકોરો થયો તે વખતે "વાઇટ હેલ" નામની જગામાંથી "હોમ હાફીસ"નો એક સરકારી નોકર પોતાના સોબતીઓ સાથે નીકળી ચાલ્યો જાએછે. આ જુવાન સખસ દેખાવમાં ઘણો ખુબશુરત લાગતો હતો, તેના માથાંના બાળ કાળા, સુંદર દાંતોની હાર, ગોળાકાર ભવાં, ટુકામાં તેના અમીરી લેબાશથી તે ઘણો શોભીતો લાગતો, તેની સાથેના હાફીસના બીજા કલાર્કોને તથા તેને હવે એક ધોરી રસતા ઉપર છુટા પડવાનો વખત આવ્યો એટલે આ જુવાન સખસે પોતાના મીત્રોને ડોકું નમાવી સલામ કરી, અને કહયું કે "પ્યારા મીત્રો! આવતી કાલે આપણે સઘળા હાફીસમાં મળીશું; માટે હવે આંહીથી આપણે સરવે જુદા પડીએ છઇએ" એમ કહી તેઓ આ જુવાન સખસથી જુદા પડયા.

જે જુવાન સખસને માટે આપણે બોલીએ છઇએ તે અઠાર વરસની ઉમરનો ઘણો ખુબસુરત હતો. જે હાફીસમાં તે નોકરી કરતો તે હાફીસનું નામ "હોમ હાફીસ" હતું. આ જુવાન સખસ "રીજેંટપારક" તરફ જવાને માટે જુદા જુદા ધોરી રસ્તાઓ ઊપર થઇને ચાલ્યો જતો હતો. રસ્તામાં ચાલતાં તેણે પોતાની ઘડીઆળ ખીસામાંથી બાહાર કાહાડી જોયું

તો તેમાં આર અને વીસ મીનીટ થઇ હતી, પગ જોસભર ઉપડતો ચાલ્યો કે તે ખાણાની વખતે બરાબર પોતાના મકાનપર પોહોંચ્યો.

જેવામાં તે "રીજેંટપાર્ક" ઊપર જઇ પોહોંચેછે, તેવામાં તેની અગાઉ થોડેએક દુર બે યુવાવસ્થાની સુંદર સ્ત્રીઓ ચાલી જતી હતીઓ, તેઓ બંને કદમાં એકસરખા બાંધાની, તેઓની ગરદન મોરના જેવી, મ્રગના જેવી આંખો, અધરની લાલી ગુલાબને ઝાંખ લગાડતી હતી, દાડમની કળી સરખા સુંદર દાંતોની હારો; ટુકામાં તેઓના મુખડાં મનમોવન અને ખુશીમાં મલકતાં હતાં. તેઓનો પોશાક એવો તો ભભકાદાર હતો કે તેઓ કોઈ અમીરની છોકરીઓ છે એવી કલ્પના સહેલાઈથી થઇ શકે.

આ બંને જાણીઓ "રીજંટપાર્ક" ઊપરથી હવે જલદી ઘેર જવું કે જરા વધારે વાર ફરવું એ વીશે વાતો કરતી હતીઓ.

વાંચનારાઓને આપણે હવે જાણ કરવાની જરૂર ધારીએ છઇએ કે આ બંને સુંદર નાજનીઓમાં એકનું નામ "એગનસ" અને બીજીનું નામ "ફ્લોરીબલ" હતું. આ બે સ્ત્રીઓ કોણ હતી તે વીશે તો આગળથી વાંચનારાઓ વાકેફ થઇ ચુક્યા છે તોપણ ફરીથી આ જગોપર તેઓની ઓળખાણ પાડીએ છઇએ. "એગનસ" એ ઇવેલન મોરટનની હોનેરી યાને પેટ થએલી છોકરી, અને "ફ્લોરીબલ" હોનેરીઆની બેનની છોકરી.

જેવી ફ્લોરીબલની નજર પેલા જુવાન સખસ ઉપર પડી તેનીજ પોતાની પ્યારી સખી એગનસને કહે છે:—

**ફ્લોરીબલ**—મારી વાહાલી સખી બેલમોટ હોટેલમાં જે હમણાજ રેહેવા આવ્યોછે તે પેલો (આંગળીના ઇસારાથી) જુવાન સખસ ખરો કે? વળી તે હમેશાં નવ વાગતે પોતાની નોકરી ઊપર જાયછે અને સાંજના પાંચ વાગતે આપાણી "વીલા" આગળથી પાછો જાએછે. વાહાલી એગનસ એ તે કોણ હશે? મારા ધારવા પ્રમાણે તે કોઇ અમીરી વંશનો છે!

**એગનસ**—ચુપ! મારી પ્યારી ફ્લોરીબલ, પારકા અને બેગાના

મરદ અથવા જેને આપણે તદન ઓળખતાં નથી તેના વીશે આપણે કાંઇ પણ વાત કરવી એ વ્યાજબી નથી.

એટલું કહેતાંવારમાં એક ઘોડેસવાર પોતાનો ઘોડો પુર જોસથી દોડાવતો આવતો હતો અને ફલોરીબલે પોતાની સખી એગનસનો હાથ પકડી એક તરફ ખેંચી નહી લીધી હોત તો તે દોડતા ઘોડાના ઝપાટામાં આવી ગયા વગર રહેત નહી. આટલું છતાં પણ પેલો ઘોડેસવાર એગનસના બદનને અથડી જતો હતો, તેવામાં પેલા જુવાન સખસે એકદમ દોડતા ઘોડાની લગાંમ પકડી ઉભો રાખ્યો, તેવોજ તે શવાર ઘોડા ઉપરથી નીચે ઉતરી પડી પાસે ઉભેલી સુંદર નાજનીઓને નમ્રતાથી શલામ કીધી. આ ઘોડે શવારનું નામ "હેકટર હારડરેસ" હતું.

**હેકટર હારડરેસ**—અરે નેકજાદીઓ ઘોરી રસ્તાપર મારા ફરવા નીકળવાથી તમોને હરકત થઇછે અને તેથી હું ઘણો દીલગીર છઊં, અને હું તમારી પાસે માફ માગું છઊં, પણ મારી નમ્રરતા ભરેલી માંગણી એછે કે આવતી કાલે મારી તમારી સાથેની મુલાકાત તમારાં મકાનપર લેવાની પરવાનગી આપશો તો હું તમારો ઘણો ઉપકારી થઈશ.

**એગનસ**—ઘણી મેરબાની સાહેબ, તમો નામદાર સાહેબથી અમોને કાંઇપણ હરકત થઇ નથી, તેમ અમોને આરામ પણછે.

**હેકટર હારડરેસ**—(ફલોરીબલ તરફ આંગળી કરીને) તમારી સખી કરતાં તમુને વધારે હરકત થઈ હશે; માટે મારા નીરઅપરાધીપણા વીશે વધારે ખાતરી કરી આપવાની હું મારી ફરજ સમજુંછું.

**ફલોરીબલ**—કાંઇ જરૂર નથી (મોહ મલકાવીને) પણ જ્યારે તમે બોહોસ કરીને કહોછો ત્યારે અમારી કરેલી આનાકાનીથી તમોને અપમાન થાએછે, તેથી જો તમારે અમારાં રેઠાંણ વીસે વાકેફ થવાની મરજી હોય તો અમો સેંટ જોન વુડની પડોસની "સીડની વીલા" નામની જગામાં રહીએ છઇએ, જે રહેઠાણ આંહથી ઘણે દુર નથી.

**ફલોરીબલ**ના મોઢામાંથી આવા નીકળતા બોલો સાંભળી એગનસ

નું મોહોડું જરા કચવાયું; કારણ પેલા ઘોડસવારની માંગણી એગનસની કબુલ રાખવાની મરજી નહોતી.

**હેકટર હારડરેસ**–પેલી લેડીઓને સલાંમ કરી ચાલતો થયો અને ફ્લોરીબલ અને એગનસે "રીજેંટ પારક" ઉપર ફરવું શરૂ કરયું.

હવે આપણે પેલા જુવાન સખસ વીસે થોડી હકીકત જાણ કરીયે છીયે.

જે વખત હેકટર હારડરેસ અને પેલી સ્ત્રીઓ વચ્ચે વાતચીત શરૂ થઇ તે વખતેજ તે હલુસેથી ત્યાંથી રવાંને થઈ ગયો હતો; પણ તે પોતાના મનમાં વીચાર કરતો હતો કે "અરે આવી ખુબસુરત સ્ત્રીઓ સાથે મારે મુલાકાત થાય તો હું કેવો નસીબદાર કહેવાઊં; હવે હું તેઓને ઘર સુધી મુકવા જાઊં, કે તેઓની સાથે ચાલું, કે કેમ કરૂં ? આટલો વીચાર કરી હીમત પકડી જેવો પેલો ઘોડેસવાર સ્ત્રીઓથી છુટો પડયો તેવોજ તે ત્યાં જઈ પોંહોચ્યો અને તેઓને સલાંમ કરી.

**એગનસ**–તમોએ અમો બંને તરફ એક મીતરાચારી ભરેલી ચાલ ચલાવી તેથી અમો બંને જણ તમારાં ઘણા ઉપકારી છૈયે, અને તમારૂં નામ શું છે? તે અમારી જાંણવાની ઇછા છે.

પેલા જુવાન સખ્સે એગનસના મોઢાંના આવા મીઠા અને મધુર વચન સાંભળી ઘણો ખુસી થઇ ગયો, અને તેણીના જબાપમાં તેણે સરમીંદગીમાં આવી જઇ માત્ર એટલોજ જબાપ આપ્યો કે મારૂં નામ "ચારલસ ડીવેર" છે અને પછી તેઓ ત્યાંથી છુટાં પડી પોતપોતાને રસ્તે ચાલતાં થયાં.

એગનસ અને ફ્લોરીબલ બંને જણીઓ રસ્તામાં બનેલા બનાવ વીશે ત્યાં તેમના વડાવા "વાલડરોન" વકીલના કલાર્ક ટીમપરેલના અપ્રમાણીકપણા વીશે વાત ચીત કરતાં કરતાં પોતાના રેહેઠાણ ઉપર પોંહોંચીઓ. રાતનું ખાણું તૈયાર થયું હતું, ચંદ્રમા પોતાની પુર કળાથી પ્રકાસી રહો હતો, બગીચાની મધ્ય બાજુએ દ્રાક્ષના વેલાના માંડવા નીચે એક સુંદર ટેબલ ઉપર ભાત ભાતની વાનીઓની રકાબીઓ તથા ઊંચી જાતના શરાબના જામ વીગેરેની ગોઠવણી કરવામાં કોઇપણ ખામી રાખી

નહોતી. એગનસ અને ફ્લોરીબલે ખાણું ખાઈ રહ્યા પછી પોતાનું ભ રતનું કામ શરૂ કીધું. આ બંને સખીઓ વીશે વારતા આગળ ચલાવવી જરા વાર બંધ રાખી વાંચનારાઓનું ધ્યાંન આપણે હવે પેલા જુવાન સખ્સ ચારલસ ડીવેર તરફ ખેંચીએ છઇએ.

ચારલસ ડીવેર રાબેતા પ્રમાણે પોતાના ખાણાની વખતે પોતાને ઘેર જઈ પોહોંચ્યો જાંહાં તેની મા તેની વાટ જોઇ બેઠી હતી.

મીસ્ટ્રેસ **ડીવેર**–પ્યારા બેટા ભલે આવ્યા ખાણું તૈયારથયું છે.

**ચારલસ**–મને જરાએ આરામ લેવા દીયો. રસ્તામાં એતેફાક!

મીસ્ટ્રેસ ડીવેરના સમજવામાં આવ્યું કે ચારલસને કાંઇ વધારે ખુલાસો કરવાનો છે માટે કરીને તેને પુછવું જોઇએ.

મીસ્ટ્રેસ **ડીવેર**–પ્યારા ચારલસ એતેફાક તે શું?

**ચારલશ**–રસ્તામાં એક ઘોડેસ્વાર પોતાનો ઘોડો જોસભર દોડા વતો આવતો હતો અને જો મેં મદદ નહી કીધી હોતતો બે જુવાન છોકરીઓ ઘોડાના સપાટામાં આવી જાત.

મીસ્ટ્રેસ **ડીવેર**—ઘણું નેક કામ કીધું બેટા, પણ તે બે જુવાન છોકરીઓ કોણ હતીઓ?

**ચારલસ**–આપણા જુનાં રેહેઠાણ નજીક સીડની વીલામાં નહી, પેલી મીસ ઇવેલન અને મીસ લીસટર મારા ધારવા પરમાણે તમે તો સહેલાઇથી ઓળખી કાઢશો.

મીસ્ટ્રેસ **ડીવેર**—ત્યારે પેલો ઘોડેસવાર કોણ હતો?

**ચારલસ**–તેને તો તમે સારી પઠ ઓળખોછો, પ્યારી મા જે સ ખ્સે મને સરકારી હાફીશમાં નોકરી અપાવીછે તેના છોકરાનું નામ હેકટર હારડરેશ.

ચારલસ અને તેની મા વાત કરેછે, તેટલામાં અંદરના ઓરડાનું બારણું ઉઘડ્યું. ચાકરે ખાણું તયારછે એવી ખબર આપી, એટલે ચાર લસ અને તેની મા શાંજનું ખાણું ખાવાને અંદરના ઓરડામાં દાખલ થ

યાં. ચારલશનું રહેવાનું મકાન નવું અને રલીઆમણું દેખાતું હતું અને તેમાં જોઈએ તેવાં ફરનીચર ગોઠવેલાં હતાં.

**ચારલસ**ની માંની ઉમર સાડત્રીસ વરસ ઉપર નહીં હતી; તેણીના ચેહેરા ઉપરથી અને બાંધા ઉપરથી તે ઘણી ખુબસુરત દેખાતી હતી. તેઓ ખાણું ખાઈ રહ્યાં, અને ફરીથી ચારલસની માએ તેને કહ્યું કેઃ–

પ્યારા ચારલશાસ મારે તમને એટલુંજ કહેવાનુંછે કે હેકટર હારડરેસ એ લાર્ડ મેંડલેસનો છોકરોછે, જેને હું શહેજ ઓલખું છઊં કે તે મગરૂબ અને તમોગુણી છે; માટે હવેથી જો તેને તમે ફરીથી મળોતો તેની સાથે આપણે ઓલખાણ છે, એવું ડોળ દેખાડવાની કાંઇ જરૂર સમજવી નહી.

**ચારલશ**–ખરી વાતછે મારી પ્યારી માં હું તમારા વચનને ઉલઘન કદી કરવાનો નહી અને ખરૂં બોલાવો તો હું પણ એક ગ્રહસ્થ છઊં.

ચારલની માના મનમાં પેલી બે જુવાન છોકરીઓની બાબતમાં ચારલસ ઉપર શક ગયો હતો અને તેના સંબધમાં તે એટલુંજ બોલી કે "કેમ ચારલસ આવતી કાલે સીડનીવીલામાં મીસ ઇવેલન અને મીસ લીસટર પાસે જવાની તમારી ખરેખરી મરજીછે કે શું ?" ચારલસ તદન સરમાઈ ગયો અને જરાવાર નીચું ઘાલી કાંઈ જવાબ આપી શકયો નહી; કારણ જે વાત તેના મનમાં હતી તેનો તેની માએ વીચાર કરી ચારલસને સવાલ કરયો હતો. મીસ્ટ્રેસ ડીવેર (ફરીથી) પ્યારા બેટા મારા કહેવાનો સીધો અરથ લેજો; જે જુવાન સ્ત્રીઓ વીશે તમે મને વાત કરી તેઓને પોતાની સ્વઇછા પ્રમાણે વરતવા દેવાને માટે તેઓ હજી નાહાની વયનીઓ છે, તેઓની ઉમર અઢાર વરસથી વધારે નથી, તેઓ ગમે તેવા ઉમદા ગુણનીઓ અને નીતીવાન હોય તોપણ લાલચ અને ઠગાઈનાં ગોયા તેઓ મીનારાછે, અને તેટલા સારૂ પ્યારા બેટા હું તમને શીખામણ તરીકે કહુ છઉં.

**ચારલસ**–ત્યારે મા તમો તેઓની મુલાકાત કેમ લેતાં નથી ?

મીસ્ટ્રેસ **ડીવેર**–"હું ?" એવી મંડલીમાં બેસવું હું ધીઃકારૂં છઊં.

આ પરમાણ વાત કરતાં કરતાં સુવાનો વખત થયો એટલે ચારલસ પોતાની માની રજા લઈ બીછાના ઉપર સુઈ ગયો.

---

# પ્રવેશ છઠો.

---

## ફ્લોરીબલ અને એગનસ.

સવાર પડી, હવે આપણે "સીડની વીલા" માં રહેનારી બે જુવાન સ્ત્રીઓ વીશે વધારે ખોલાશો કરવા માંગીએ છઇએ.

બપોરના બાર ઉપર એક વાગ્યો હતો જે વખત આપણે તેઓના રહેવાના દીવાનખાનામાં જોયું તો "એગનસ" અને "ફ્લોરીબલ" જો બનની ખીલતી બાહારમાં એક કોચ ઉપર સુતી સુતી વાતો કરેછે. ફ્લોરીબલના વાળ કાળા અને એગનસના શોનેરી રંગના જેવા લાગતા હતા. આ ઠેકાણે તેઓની ખુબશુરતી વીશે બરાબર વર્ણન કરવાથી ઘણું લંબાણ થાએ માટે ટુકામાં તેઓ એકસરખા બાંધાની હતીઓ; તેઓનો ચેહરો એવો તો મનહર હતો કે સ્ત્રી વર્ગમાં તેઓ ખુબસુરતીમાં સર્વોપરી ગણી શકાય. તેઓની જુવાનીના બાહારની ગુલાબની ખીલતી કળીઓના જેવી કઠણ છાતીઓ માણસ જાતને ગોયા હેરતમાં નાખનારી હતીઓ, તેઓના કુદરતી વીરહના જુસ્સા તેઓની શરમીંદગીમાં લપેટાએલા છુપતા રેહેતા હતા; જો કે તેઓની યુવાવસ્તાની ગરમીથી તેઓના બરફ જેવાં સફેત બદન ઉપર અસર થતી હતી, તોપણ દુનીઆઇ રસની મઝાથી તેઓનું અંજાણપણું તેઓની લગામ અખતીયાર રાખવાનું એક સાધન થઈ પડતું. * * * * * * * * * * *

"ફ્લોરીબલ" અને "એગનસ" જેઓ એક કલાક થયો હાસ્યરસની ચોપડીઓ વાચતાં હતાં તેઓ તેમાં લખેલી વાત વીશે વાતચીત કરતાં હતાં એટલામાં "રાચેલ" નામની એક દાસીએ આવી એક કાગળ "એગનસ" ના હાથમાં મુકયું અને કહ્યું કે આ કાગળ "પેની પોસટમાં કોઇ સખસના હાથ અક્ષરનું મીસ ઇવેલનના નામનું આવ્યુંછે; એમ કરી "રાચેલ" જતી રહી અને "એગનસે" કાગળ ખોલી વાંચવો શરૂ

કરયો; જેમાં નીચે પરમાણે હકીકત વાંચવાથી "એગનસ" અજાયબ થઇ.

"હું એક વગર ઓળખીતો સ્નેહી તમોને લખી જણાવું છઊં કે હેકટર હારડરેસ નામના સખસને તમોએ બોલાવ્યો છે પણ તે ઉઠાઉ સ્ત્રી લંપટ છે અને તેથી તેના ક્રત્યઅન શાધન સારાં નથી, માટે મને આશાછે કે આ મારી સુચનાને નકામી નહી ગણતાં તે ઉપર ખુબ વીચારશો.

**હું છું તમારો અંજાણો દોસ્ત.**

"એગનસે" કાગળ ખુબ ધ્યાંન દઇને વાંચ્યો. તેના મનમાં "હેકટર હારડરેસ"ની સાથે તેણીની આગલા દીવસની મુલાકાત વીશે કેટલાએક વીચારો આવ્યા, એટલામાં બંધ કરેલું બારણું જોશાભરથી કોઇએ ઠોકયું, બારણું ખોલતાં દાસીએ એવી ખબર આપી કે એક જુવાન સખસ ફ્લોરીબલના દીવાનખાનામાં આવેલોછે. એગનસ તુરતજ ફ્લોરીબલ અને પેલો જુવાન સખસ (હેકટર હારડરેશ) બેઠાં હતાં તાંહાં ગઇ, એટલામાં ફરીથી કોઈએ બારણું ઠોકયું અને મી૦ ચારલસ ડીવેર તેજ દીવાનખાનામાં દાખલ થયો. રાબેતા પરમાણે આ બંને જુવાન સખશોને પેલીજુવાન સ્ત્રીઓ તરફથી આદર સતકાર કરવામાં આવ્યો હતો; તેઓ આશરે પા કલાક બેશી જરા વાત ચીત કરી રજા લઈ ચાલી નીકળ્યા. "હેકટર હારડરેસ"ની મરજી ચારલસ સાથે ફરવાની, ઇચ્છા તેને ઉભો રાખીને વાત કરવાની હતી; પણ ચારલસની મરજી તેમ કરવાની નહોવાથી તે સલામ કરી પોતાને ઘેર ગયો, અને મીસ્ટ્રેસ ડીવેરને સઘળી હકીકતથી વાકેફ કીધી. ચારલસ અને તેની મા આ બે લેડીઓ વીશે વાત કરતાં કરતાં બાહાર ફરવા નીકળી પડયાં, ઘેર આવતાં સુધી ચારલસની માએ ચારલસને દુનીઆની સ્ત્રીઓની કળા તથા તેઓની યુકતી વીશે લંબાંણથી શીખામણના આકારમાં કહી સંભલાવ્યું.

---

# પ્રવેશ સાતમો.

## સ્થલ બગીચો.

એગનસનું બગીચામાં ફરવા નીકળવું, જાહાં હેકટર હારડ રેશનું અચાનક આવી પોંચવું, હેકટરની ફ્લોરીબલ સાથે લગન કરાવી અપાવવાની આરજુ, એગનસનો ધીઃકાર, હેકટર તરફથી એગનસને અપમાન, અને ચારલસનું વચમાં પડવું, ઈત્યાદી.

ત્રણ મહીના વીતી ગયા એટલામાં ચારલસ અને હેકટર હારડરેસ બંને જણ સીડની વીલામાં રહેનારી સ્ત્રીઓ સાથે જયારે ત્યારે મુલાકાત લેતા; એટલુંજ નહી પણ તેઓ બંને જણ એકજ ઠેકાણાના મેલાપી હતા. ફ્લોરીબલ હેકટર સાથે પ્યાર દેખાડતી પણ "એગનસ" તો હમેશાં હેકટરને ધીઃકારની નજરે જોતી. ચારલસ ઘણો દાનો હતો; તેમ બીજી તરફથી "એગનસ" ઘણી ડાહી અને સદગુણી હતી એટલે એગનસનો પ્યાર માત્ર ચારલસ ઉપર હતો. ચારલસ ફ્લોરીબલની ચાલથી સારીપેઠ વાકેફ થયો હતો, અને તેના સમજવામાં એવું આવ્યું હતું કે ફ્લોરીબલનો પ્યાર "હેકટર" ઉપર ઘણો છે.

ત્રણ મહીના પુરા થયા સપટમબરની આખરે, હવા ઠંડી અને ગરમ સામાન્ય ચાલતી હતી, ઝાડો અને વનસ્પતી એ "બ્રુવર્ણ" નો રંગ ધારણ કરયો. એગનસને કેટલાએક ફુલો પ્રીય લાગતાં તેઓ ઉલી (અદ્રસ્ય) થઈ ગયાં, તેણીના બગીચાનો રળીઆમણો દેખાવ અને વનસ્પતી અને ઝાડોની કોમળતા જતી રહી.

પાછલા પોહોરની વખતે એગનસ બગીચામાં ફરવા નીકળી પડી અને ફ્લોરીબલ દીવાનખાનામાં પોતાના બીછાના ઉપર સુઈ રહી હતી.

એગનસે માથે એક સાદડીની ટોપી પહેરી વેલાઓની ઘટાઓમાં ફરે તી તે રાતની વખતે ઝાડોની ઘટામાં ગોયા માહાતાબ છુપી રહ્યો હો એ ને તેવી રીતે તે ખુબસુરત લાગતી. ફરતી ફરતી જેવી તે લોઢાંના દરવા જા પાસે આવી પોહોંચે છે તેવી તેણીને પાછળથી "હેકટર હારડરેસે "સલા મ કરી, હેકટરનું અચાનક આવવું થયું તેથી એગનસ ઘણી અજાયબ થઇ ગઇ, પણ જરા શાંત થઇ "આવો હેકટર" શું ખબર છે?

**હેકટર**—નેકજાદી આ વખતે હું તમારા બગીચામાં આવી પહોં ચ્યો તેથી તમોને મેં કંઇપણ હરકત કરી હોએ તો મને માફ કરજો. પણ હું કબુલ થાઊં છઊં કે હું કાંઈ ચોકસ કાંમને માટે આવેલો છઊં!

**એગનસ**—અલબત એમજ હશે, પણ તે કામ શું છે?

**હેકટર**—મારાં કામ વીશે હું તમારી પાસે કેવા વલણમાં વાત કરૂં તેની મને ગુચવણ લાગેછે, અને તમે ધીરજ રાખો " જુઓ તમે સારીપઠે જાણીતાં હશો કે આજ ત્રણ ત્રણ મહીના થયા હું તમારા દી વાનખાનામાં તમો અમીરજાદીઓની મુલાકાત લેવા આવુંછઉં."

એગનસ પોતાના મનમાં સારીપેઠે સમજી ગઈ હતી કે "હેક ટરનું દીલ ફ્લોરીબલ ઊપર બરાબર લાગેલું છે, અને તેઓ બંને વચ માં પ્યારની ગાંઠ બંધાઇ ચુકયો છે, માટે હેકટરને ફ્લોરીબલની બાબત શી વાએ મારી સાથે બીજી કોઈ વાત કરવાની નથી."

**હેકટર**—ત્યારે હું હવે તમારા તરફથી કેવો જબાપ મળવાની આશા રાખું?

**એગનસ**—સબુર કરો પણ તમારી ધારણા તમોએ તમારા મા બાપથી છુપી રાખી છે કે તેઓને તેથી વાકેફ કીધા છે?

**હેકટર**—ખરૂં બોલાવો તો, મેં તેઓને વાકેફ નથી કીધાં અને તેમ કરવાનું કારણ પણ નથી. મારો બાપ તમોગુણી અને મોટા મનનો છે અને જ્યાંસુધી તેઓ જીવતાં છે ત્યાંસુધી તેમના તરફની આવક વીશે હું બીલકુલ સ્વતંત્ર નથી.

**એગનસ**--તમે ખરૂં બોલ્યા પણ ત્યારે શી રીતે થાએ?

**હેકટર**—તમે સારી પેઠ જાણોછો કે જ્યાં પ્યાર છે ત્યાંજ સુખ છે, અને અરસપરસ પ્યાર જો હોએ તો સુખ મળવાને થોડી વાર સમજવી, માટે હું મારા લગ્ન ખાનગી રીતે કરવા ચાહું છઊં.

**એગનસ**—(જરા જોરથી) નહી નહી એમ કદી બનવવાનુ નથી.

**હેકટર**—સાંભળો સાંભળો, કદાચ ફ્લોરીબલ હરકત લેશે પણ મારા ધારવા પ્રમાણે કરવાને બીજા સરસ ઉપાએછે, હું ઊમરે પુગેલો છઊ, અને લગ્ન કાયદેસર થશે, મારા માબાપને ખાતર હું મારા સુખમાં હરકત નહી લાવું પણ જ્યાંસુધી એ લગ્ન છુપાં રહશે તેટલામાં હું મારા માબાપને અરસપરસ ખબર કરીને તેઓની પરવાનગી લઇશ.

**એગનસ**—ઠીકછે, પણ જો તે મારી સલાહ લેશે તો તમારી સાથે લગ્ન કરવાની હું તેને ના કહીશ, વલી તે તમને માત્ર એક દોસ્ત ગણેછે, માટે તમારા માબાપની મરજી વગર કાંઇ થવાનું નથી.

**હેકટર**-અરે! તમે મારી આશાનો ભંગ શામાટે કરોછો? તમે મારા સુખની ચડતી દોરડી શામાટે પાડી નાખોછો?

**એગનસ**-ખરૂંછે, પણ એ વાત મારા અખતીઆરમાં નથી અને તેટલા માટે હું તમોને જરાએ આસા આપી શકતી નથી.

**હેકટર**-અરે ત્યારે તો ખરેખર તમે મારા મનમાં દુઃખ પેદા કીધુ એમ કહી. એગનસનો હાથ પકડી પોતાના હોઠ સાથે ચુમી કરવા જતો હતો તેટલામા;

**એગનસ**—અરે! મારો હાથ છોડી દે!

એમ કહીને એગનસે પોતાનો હાથ છટકાવી લીધો.......... હેકટરનો મજાજ ઘણો ગરમ થઈ ગયો અને આવો કોમળ અને બરફ જેવો સફેદ નાજુક હાથ તેના હાથમાંથી છટકી જવાથી તેનો પીત્તો ઓર ઉછળ્યો, એટલુંજ નહી પણ કુદરતી જુશાની લગામ તેના હાથમાં નહી રહી શકતાં તેણે એગનસ જેવા ખીલી રહેલા ચંપાના ઝાડ ઉપર છલાંગ

મારી તેણીને પોતાની બગલમાં પકડી લઈ, " મારી પ્યારી એગનસ હું તો તુંને મારી પોતાની કરીશ" એમ કહી એગનસના ચોખ્ખા ગાલ બોસા દઈદ ઇને ભીના કરી નાખ્યાં. એગનસે તુરતજ વીજળીની મીશાલે હેકટરની બ ગલમાંથી છટકી જઇ જેમ મરગલું ઠેકે તેમ ઠેકી દુર જઇને ઉભી રહી, અ ને કહેછે:-(એટલામાં ચારલસ એકાએક આવી પોંહોંચેછે)

**એગનસ**—અરે મુછબચા અત્યાર શુધી તો તેં મારી સાથે એક જંગલી કુતરાની મીસાલે અણઘટતી ચાલ ચલાવી; પણ હવે આ સ્થલમાં વધારે વાર રહી તારો ગુસો બાહેર પાડવાની તથા મને કાંઈ પણ અપમાન કરવાની હીમત ભુલી જા—**હેકટર** (ગુસેથી તેમજ ધાસતીથી) તમે ખરૂં કહોછો.

જો કે હેકટરનો ચેહેરો ઘણો ફીકો થઈ ગયો હતો, તેની છાતીમાં દીલ ગીરી અને ધાસ્તીનો થડકારો ચાલતો હતો, તે ગુસાથી ચારલસના અંગપર ધસવાનું કરતો હતો એટલામાં ચારલસનો મીજાજ પણ ગરમ દીઠો એ ટલે તે પોતાની ટોપી હાથમાં લઈ એકાએક એગનસને વીલી મુકી ચાલતો થયો.

વાંચનારાઓને ચાલતી વાત આગળ જાણવાને જરા હરકત નો પડશે; પણ ચારલસનું આ "વીલા" ઉપર એકાએક કેમ આવવું થયું એ વીશેની હકીકતથી વાકેફ કરવાની પરવાનગી લઈએ છઈએ.

તેહેવારનો દીવસ હતો ને ચારલસે પોતાની હાફીશમાંથી આખા દીવસની રજા લીધી હતી, અને એગનસનું આ વેળા આવવું થતાં વેતજ તેના મનમાં પેહેલે તો એકાએક એવો વીચાર આવ્યો કે! એગનસનો પ્યાર હેકટર ઉપર રખેને હોએ નહી! પણ પાછળથી તેને માલુંમ પ ડયું કે હેકટર ઉપર ખરો પ્યાર ફલોરીબલનો છે, અને ફલોરીબલની બાબત ઉપર હેકટર એગનસ સાથે વાત કરતો હતો.

હેકટર જતો રહયો અને ચારલસ અને એગનસ બંને બગીચામાં એકલાં એક બીજા સામુ ઉભાં ઉભાં જુવેછે.

**એગનસ**—મારા પ્યારા ચારલસ મને કબુલાત આપો કે તમો આ જગા ઉપર આવવા અગાઉ જે બનાવ બની ગયો તે વીશે તમે તમારો વીચાર આડે રસ્તે નહી લઇ જશો. ચારલશ (હશીને) ના ના, મારા મનમાં તે વીશે કાંઇ છે નહી.

ચારલસ અને એગનસનું બનેનું દીલ અરસપરસ એક બીજા ઉપર લાગેલું હતું. તેઓના કુદરતી જુસાઓ તેઓના કલેજામાં છુપી રહેલા હતા છેવટ એગનસ (હશતા મુખડાથી).

**એગનસ**—મારા પ્યારા કદાચ હું તમારી પાસે એવી દરખાસ કરૂં કે આ જગાપર મને હવે એકલીજ રહેવા દો, કારણ મારે આ શઘલી હકીકત ફ્લોરીબલને કહેવાનીછે, તો શું હું મુરખ કહેવાઉં કે? કારણ કે તમો અથવા તે અગાઉ તથા ત્યાર પછીની સઘળી હકીકત એક બારગી માણસ જાતના સદગુણ તથા દુરગુણ વીશે મારે ફ્લોરીબલને પુરતી વાકેફ કરવાની છે, માટેજ આવી દરખાસ્ત મેં તમને કરીછે.

**ચારલસ**—હા ઘણી ખુસીની સાથે હું તેમ કરવા ત્યાર છઊં; એમ કહી એગનસના હાથ ઉપર બોસાઓ દઈ ચારલસ તે જગા ઉપરથી ચાલી નીકળ્યો.

**ચારલસ**—પોતાને ઘેર આવ્યો, જેવોતે પોતાના ઘરમાં દાખલ થાયછે તેવોજ અંદરના હાલમાં કોઇ બે સ્ત્રીઓના સાદ તેણે સાંભળ્યા! તેમાં એક સાદ તો તેણે ઓળખી કાઢયો; પણ બીજો સાદ કોહોનો હશે તે તેનાથી પારખી શકાયો નહી. એટલામાં પાછલના બારણામાંથી જવાની બારીથી કોઈ બહાર જતું હોએ તેવું તેને લાગયું ને જોયછે તો એક "ચીકલેડ" નામની સ્ત્રી જેકે દેખાવમાં નઠારી લાગતી હતી અને જે ચારલસની મા પાસે ત્રણેક મહીના અગાઉ આવી હતી. આ સ્ત્રી અગાઉ માત્ર ચારલસની મા પાસેથી તેણીના ગુજરાન ચલાવવાની મદદ માંગવા આવેલી; પણ ચારલસના મનમાં તેણીની નઠારી ચાલ અને હમેશાં ખોટાં બાહાનાથી પઇસા કાઢવાના કામમાં તે બહાદુર હતી.

**ચારલસ**—પ્યારી મા પેલી બુઢી "ચીકલેડ" તમારી પાસે આવવાથી તમોને કાંઇ હરકત થઇ લાગે છે ખરી?

મીસ્ટ્રેસ **ડીવેર**—નહી નહી બેટા! પણ તમે ક્યારે આવ્યા?

**ચારલસ**—પણ તમે અંદર શું વાત કરતાં હતાં તે સઘળી મારા સાંભળવામાં આવી નથી; પણ તમારાં બોલવાની ધપ ઉપરથી મને એવું લાગ્યું કે એ બુઢી તમારી પાસેથી કાંઈ ધમકી દઇને પૈસા કઢાવવાને બાંને આવી હતી; ખરૂં કે?

મીસ્ટ્રેસ **ડીવેર**—ના ના બેટા તેણીની હાલત છેકજ દુરબલ થઇ ગઇ છે એટલે તેણીના બોલવાપરથી એમ લાગતું હતું કે તેણીની આપઘાત કરવાની મરજી છે!

**ચારલસ**—ખરૂં ખરૂં ત્યારે તો હવે હું સમજ્યો, તમોએ તેણીને સારી સલાહ આપી કે મન ઠેકાણે રાખવું ને ધીરજથી દુખ સહન કરવું. પણ પ્યારી મા જો હવે તે તમારી પાસે આવે તો તેણીની મુલાકાત તમારે લેવી નહી.

મીસ્ટ્રેસ **ડીવેર**—હા બેટા હું તેમજ કરીશ ને ફરી તેણીને નહી જોઊં. પણ તમે આજ જલદી કેમ આવ્યા?

**ચારલસ**—આજે તહેવારના સબબથી રજા પડી છે. વળી મેં એમ પણ ધારયું કે તમો સાંજનાં ફરવા આવશો તો આપણે સાથે ફરવા જઇશું.

મીસ્ટ્રેસ ડીવેર અને ચારલસ બંને જણ બાહાર બે કલાક ફરી પાછાં પોતાને ઘેર આવ્યાં, એટલામાં ઘરમાંની ચાકરડી ચારલસના હાથમાં એક "કારડ ૧" મુકયો અને કહ્યું કે એક ગ્રહસ્થ તમુને મળવા આવ્યો હતો તે તેનો કારડ મને આપી પાછો ગયો છે, ચારલસે "કારડ" જોયો તો તે કપતાન "ફીજરબરટ" નો હતો જેની સાથે તેને તેના આફીસભાઇએ મુલાકાત કરાવી હતી.

ચારલસની માએ ચારલસને આ ગ્રહસ્થ વીશે એક બે સવાલો પુછયા હતા, પણ ચારલસે જેમ તેમ કરી તેના જબાપ બરાબર આપવાથી મીસ્ટ્રેસ ડીવેરના મનને હવે વધારે શંકા રહી નહોતી. પણ ચારલસના પોતાના મનમાં એ કપતાન "ફીજરબરટ" વીશે ઘણા વીચાર આવતા ગયા; છેલ્લે તે સીડની વીલા પાસે થઇને "જરમન સ્ટ્રીટ" તરફ નીકળી પડયો ને કહ્યું કે આ સઘળું મારે એગનસને માટે ભોગવવું પડે છે.

---

૧ મુલાકાતની ચીઠી.

# પ્રવેશ ૮ મો.

## બેની લડાઈ

"જરમન ગલી"માં ચારલસ આવી પોંચ્યો ને જોયું તો કપતાન "ફ્રીજરબરટ" એક ખુસબોવાળી ચીજો વેચનારની દુકાનના માળપર રહેતો હતો, તે પોતે કુંવારો હતો. ચારલસે દરવાનને "કારડ૧" આપ્યો એટલે પરવાનગી લઈ ચારલસને ઉપલા માળ ઉપરના એક સુશોભીત રળીઆમણા હાલમાં લઈ જવામાં આવ્યો; જાહાં માત્ર એકજ ગ્રહસ્થ બેઠલો હતો. તે પોતેજ કપતાન "ફ્રીજરબરટ" હતો. તેણે ચારલસને પોતાની ખુરસી ઉપરથી ઉઠી માન આપી પોતાની પાસેની ખુરસી ઉપર બેસાડયો.

**ક૦ ફ્રીજરબરટ**—બેસો, ચારલસ તમે ઠીક વખતપર આવ્યાછો, અને મેં તમને સા કામને માટે બોલાવયાછે તે પણ જાણતા હશો. આજ સાંજના વીચાર કરીને "હેકટર હારડરેસ" કે મારો દોસ્ત થાએછે તેને આવતી કાલે સવારમાં બોલાવીશું. કેમ ચારલસ ઠીક પડશ કે ?

**ચારલસ**—તેતો ઠીકછે; પણ આવા કામમાં હું પહેલવહેલો પડયો છઊં માટે મારે હવે શું કરવું ને કએ રસ્તે ચાલવું તેની મને કશી માલમ પડતી નથી.

**ક૦ ફ્રીજરબરટ**—તમે હેકટર હારડરેસને ઘણું અપમાન કીધુંછે; એટલુંજ નહી પણ તમારાં અપમાનથી તેના દીલમાં ઘણું દુખ લાગ્યુંછે, માટે હવે સભા કરીને તમારે તેની પાસે માફી માંગવી જોઇએ.

**ચારલસ**—માફી, નહી નહી, એમ કદી થવાનું નથી; જો હું માફ માંગુ તો પછી મેં ખરેખર કાંઈ ખોટું કીધું એમજ થયું તો.

**ક૦ ફ્રીજરબરટ**—બસ બસ એવી વાત જવાદો; પણ આવતી કાલે હર કોઈ તમારા દોસ્તનું મકાન નકી ઠરાવો ને તાંહાં મીટીંગ ભરીશું.

૧ મળવા આવનાર માણસના નામની ચીઠી.

**ચારલસ**–ખરૂં છે, પણ મારે કોઇ દોસ્ત નથી.

**ક૦ ફીલ્જરબરટ**–ત્યારે કોઈ તમારી હાફીસમાંનાં સખસ્ને તાંહાં?

**ચારલસ**–હા, હું, એકને તો ઓળખું છઊં; પણ કદાચ તેમાં પછાડીથી ટંટો થઇ પડે ત્યારે?

કપતાને ચારલસને કોઇપણ જાતનો બખેડો નહી થવા વીશે કબુલાત આપીને પછી ચારલસ રજા લઇ પોતાને ઘેર ગયો, જાહાં તેની મા વાટ જોઇને બેઠી હતી. ચારલસે કહ્યું કે હાફીસમાંના કોઇ દશતાવેજો જોવાના કામ વાસતે મને કપતાને બોલાવ્યો હતો; વીગેરે વાત ચીત કરી રાતનું ખાણું ખાઇ ચારલસ સુઈ રહયો. પણ સુઇ રહેવા અગાઉ તેણે બે કાગળ લખ્યાં હતાં; એક તેની મા ઉપર અને બીજું એગનસ ઉપર, તેની માના કાગળમાં એગનસ સાથેનો પ્યાર, હેકટર સાથે તેણીના તકરારમાં વચે પડવું વીગરે તથા "એગનસ" ના કાગળમાં તેણીની સાથેના પ્યારમાં પડવાથી નડતાં વીઘનો વીશે હેવાલ આપ્યો હતો.

ચારલસ પોતાના બીછાના ઊપરથી બડી બામદાદમાં ઊઠી મોઢું ધોઈ, કપડાં પેહેરી હાથમાં બુટ લઈ હલુસેથી (કે રખેને તેના બાહાર જવાની કોઇને ખબર પડે તેવી રીતે) ચાલતો થયો.

સવારના સાડાપાંચ થયા હતા, અને મંડળી બરાબર છ વાગતે ભરાવાની હતી. રસ્તામાં ચાલતાં ચારલસને તેનો **દોસ્ત મી૦ સમર** મળયો, જેના હાથમાં ચારલસે પેલાં લખી રાખેલાં બેઊ કાગળો મુકી દીધાં એવું કહીને કે જો મંડળીમાં બખેડો ઉઠે તો આ બે કાગળો તેઓના માલીકોને આપવાં.

ચારલસ જે વખતે પોતાના ઓરડામાંથી બાહાર ફરવા નીકળી ગયો તે વખતે તેની મા બીછાનાપરથી ઉઠેલી હતી; કારણ ચારલસની માને હમેશાં ઉઠવાની ટેવ ઘણી વેહેલી હતી, તેણીએ ચારલસનું બારણું ખુલું જોયું તેથી ધારયું કે ચારલસને કોઈ કોઇ વખતે ફરવા જવાની ટેવ છે, માટે તે સવારમાં ફરવા નીકળી પડયો હશે, અને ખાણું ખાવાની વ

ખતે પાછો આવશે. પણ તેણીના વીચારમાં પેલા કપતાન વીશે જ્યારે વાત આવી ત્યારે તેણીના મનમાં ઘભરાટ પેદા થયો. આઠ વાગી ગયા ચારલસ ઘેર આવી પોંહોંચ્યો નહી, તેથી ચારલસની માને વધારે ગભરાટ થયો અને તે અધીરી થઇ પડી. તેણીએ દરવાજા અને અંદરના ઓરડા વચમાં ફરવા માંડયું પણ ચીત સ્વસ્થ થયું નહી; છેલે દરવાજાનું બારણું ઊઘડવાનો અવાજ કાનપર આવ્યો ને ચારલસ અંદર દાખલ થયો.

**ચારલસ**—કેમ મા તમે જરા અધીરાં દેખાઓછો અને આજે હું વેહેલો ગયો તેથી તમને ફીકર થઇ પડી હશે ?

મીસ્ટ્રેસ **ડીવેર**—મારા પ્યારા બેટા તમે મને આડું અવળું સમજાવવાનું કામ પડતું મુકો ને ખરૂં બોલો કે અત્યારસુધી તમે શું કરતા હતા ?

**ચારલસ**—તેની માને કાંઇ ખુશી કરવાને જેવાં તેવાં કારણો આપવા માંડયાં પણ તે તેણીએ માન્યાં નહી.

મીસ્ટ્રેસ **ડીવેર**—બેટા તમે એમ નહી કરો, તમે ખોટું બોલો છો. (દીલગીરી ભરેલા ચહેરાથી) તમે છેકજ બદલાઈ ગયા છો,. તમને આ શું થયું છે ? તમારી માતાથી તમે કદી કાંઈ વાત છુપાવી નથી ને આ વખતે તમે મને ઘેલી નહી કરી કાઢો ને ખરૂં બોલો કે તમે શું કરતા હતા?

ચારલસ અને તેની મા બને જણા વાત ચીત કરતાં કરતાં છેવટે ચારલસ ઉપર તેની માએ એવી સકતાઈ કીધી કે ચારલસને સઘળી છુપી વાત કહી દેવા વગર રેહેવાયું નહી.

**ચારલસ**—પ્યારી મા સાંભળો, ગઈ કાલેજ એક સદગુણ સ્ત્રી ઉપર હેકટરે અનીતી ભરેલો હુમલો કીધો તે વખતે હું પાસે હતો અને મને લાજમ હતું કે એક બારગી ગમે તેવા સ્વભાવનો માણસ હોએ તોપણ આવે સમયે આદમીનો પીત્તો ઉછળ્યા વગર રહે નહીં. તેજ મીસાલે મેં હેકટરને જમીપર પટકી નાખ્યો, આથી તેને અપમાન થયું એમ સમજી મારી પાસે મંડળી ભરી માફી મંગાવી, જે મેં નહી આપી. આથી કરી

ઝઘડો થયો ને છેવટે મેં તેને એક જખમ કીધો છે પણ તેનાથી મારા બદનને અડકી વટીક શકાયું નથી. પણ ત્યારી મા ફીકર નહી કરો તેની અનીતીનો બદલો મા તેને સજા મળીછે, માટે તે બાહાર પડી શકવાને બદલે ઓર તેનો જખમ છુપાવી દેશે ને તેના માબાપને એવાં કારણ બતાવશે કે તેને ઘોડાપરથી પડી જતાં વાગ્યું હતું.

મીસ્ટ્રેસ **ડીવેર**—એમ થાએ ત્યારેતો ઘણું સારૂં; પણ હું તો ખરેખર ખોદા પાસે શુકરાના કરૂં છઉં કે તું સહીસલામત મારા ઘરમાં પાછો આવ્યો.

તેજ દીવસની સાંજના બે ત્રણ વાગતાના સુમારમાં ફ્લોરીબલ, અને લીસટર "સીડની વીલા" ના બગીચામાં પોતાના મેલાપીઓ સાથે મુલાકાત લેતી હતી. આ નાજુક બદનની નાર એક નવા ફુલ આવેલાં ઝાડના છાંઆ નીચે એક બાંક ઉપર બેઠી હતી.

તેણીએ સણગાર ઘણો શોભતો કીધો હતો, તેણીના સરપાકાર જેવા માથાંના વાળ તેણીના કંદલી સ્થલ જેવી ગરદન તથા ખભાંઓ ઉપર છવાઈ રહયા હતા; છાતીનો ઉપલો ભાગ ખુલો રાખેલો હતો તેથી તેણીના ચહેરાના રંગ સાથે ગળાની કોમળતા તથા ગુલાબની કળીઓ જેવી છાતીની બાહારનો મુકાબલો સહેલાઇથી થઈ શકે તેમ હતું. ફ્લોરીબલ પાસે આ વખતે ત્રણ સખસો બેઠેલા હતા. તેમાં એકજણ કહેછે:—

પેહેલો—સાંભળો એક છુપી વાત છે, તે બધી હું તમને નહી કહું, પણ મારા દોસ્ત એક ડાકટરને કોઇએ પાટો બાંધવા બોલાવ્યોછે.

બીજો—તેમાં શું મને ખબરજ છે કે મારામારી થઇ છે, આપણા ઓળખીતા ચારલસ સાથે કે?

ત્રીજો—હા ખરૂં ભાઇ, હેકટરની માઠી ચાલને માટે કે?

આ ત્રણે સખસો ફ્લોરીબલની રજા લઇ ચાલી નીકળ્યા ને ફ્લોરીબલ ઉઠી પોતાની વાહાલી સખી "એગનસ" પાસે આ મારામારી વીશે સઘળી વાત કહેવા જતી હતી, તેવામાં ચારલસ આવી પોંહોંચ્યો.

**એગનસ,**–ચારલસ સાથે સેકહેંડ કરીને, અરે તમે હમારે વાસ્તે તમારી જીંદગી ધાસ્તીમાં નાંખી હતી? માટે તમે મને માફ કરશો કે, મને તે સઘળું માલમ છે, અને એ સઘળું મારે માટે થયુંછે એ બેશક છે.

**ચારલસ**–બસ હવે એવું વધારે વાર ન બોલો. મેં મારી ફરજ બજાવી છે.

ચારલસ અને એગનસ બંનેજણ ફરવા નીકળ્યાં એગનસે રસ્તામાં ફરતાં ફરતાં ચારલસ સાથે આ બખેડા વીશે વધારે ખુલાસો કરવા માંડ્યો, પણ ચારલસે માત્ર તેણીને એટલુંજ મરમમાં કહી બતાવ્યું કે તેણીને ખાતર તેણે કાંઇ કીધું નથી; પણ માત્ર આદમ જાતનો કુદરતી જુસ્સો પ્રસંગોપાત ઉશ્કેરાય તેમાં નવાઈ નહી અને ખરૂં પુછાવો તો પ્યારી એગનસ, જે થયું તેને માટે હું જરાએ પરવા રાખતો નથી અને મેં જે કીધું તેથી મને કંઇપણ હરકત થવાની નથી. બંને જણ છુટાં પડયાં, ચારલસના મનમાં અને એગનસના મનમાં અન્યોઅન્ય એક બીજાની સખી રમી રહી હતી; તેઓ એક બીજાને ઘડી એક વીસરતાં નહોતાં. આ વાત આટલે રાખી વાંચનારાઓને હવે ૯ મા પ્રવેસમાં ટીમપરેલ નામના વકીલ વીશેની કેટલીએક વાતથી વાકેફ કરીએ છઇએ.

---

# પ્રવેશ ૯ મો.

---

## શાઈસ્લીનીલ.

વાંચનારાઓએ ભુલી નહી જવું જોઇએ કે "ફ્લોરીબલ" અને "એગનસ" નો વડવો (મી૦ વાલડરોન) લીકોલડીફીલડમાં રહેતો હતો. પણ વાલડરોન મરી ગયા પછી તેની હાફીસ બાહારના પાટીઆં ઉપર "વાલડરોન" નું નામ કાઢી નાંખીને "ટીમપરેલ" એ પોતાનું નામ કોતરાવ્યું

હતું, અને એજ હાફીસમાં ટીમપરેલ, તેની સ્ત્રી તથા તેની હાફીસનો સઘળો ખટલો રહેતો હતો.

વાલડરોને આપઘાત કરયા પછી જો કે ટીમપરેલ એક શીલીંગની કીંમતનો પણ ગણાતો નહોતો, તેનું નામ દૈવજોગે વાલટરોનની જગા ઉપર નોંધાયું અને દીનપર દીન અશીલો વધવા માંડયા; છેવટ ટીમપરેલનું નામ વકીલાતના ધંધામાં પ્રખ્યાત થઈ પડયું અને તેની આવકમાં પણ વધારો થઇ પડયો.

પ્રથમ જયારે વાલડરોન જીવતો હતો ત્યારે તેણે માત્ર પોતાની હાફીસ "લીકોલન ફીલડમાં" એક મોટી હવેલીમાં નીચેની બાજુએ રાખેલી હતી; પણ ત્યાર પછી ટીપરેલે એ આખી હવેલી ભાડે રાખેલી હતી. ઉપરની બાજુએ પોતાના કુટુંબના માણસો રહેતાં હતાં, અને નીચેની બાજુએ હાફીસનો સઘળો ખટલો રહેતો હતો.

વાંચનારાઓને ટીમપરેલની સઘળી સ્થીતીથી વાકેફ કીધા છે કે તેની ઉમર સાઠ વરસની થવા આવી હતી. જુવાનપણમાં તેણે જેમ તેમ કરી જાહાં તાંહાં રખડી રવડી પોતાનો નીરવાહ ચલાવતો હતો, તેને બદલે વ્રદ્ધ અવસ્થામાં તેનું નસીબ ખુલી ગયું ને પૈસાવાળો થઈ પડયો. તે આપ સ્વારથીઓ, મતલબીઓ અને ચકોર તો મુળથીજ હતો, પણ તેને દોલત મલવા પછી જેમ તેનું દીલ જરા પરોપકાર કરવાનાં કામમાં લાગેલું હતું; તેમ બીજી તરફથી તેના ચહેરા ઉપર તીક્ષણતા અને ગરૂરી દેખાતી હતી. આ વકીલની મોહોરદાર તેના કરતાં આસરે દશેક વરસે નાહાની હતી, તે એક આબરૂદાર કુટુંબના માબાપની હતી; જયારે તેણે મી૦ ટીમપરેલ સાથે લગ્ન કીધાં હતાં ત્યારે તેની હાલત સારી હતી; પણ ત્યાર બાદ તેણીએ ગરીબ હાલત ભોગવી. મી૦ ટીમપરેલનું નામ વકીલ લીસ્ટમાંથી કાઢી નાખવામાં આવ્યું હતું અને તેને મી૦ વાલડરોન વકીલને ત્યાં કારકુન તરીકે નોકરી લેવાની જરૂર થઇ હતી; જાંહાં તે એક ગરીબ માણસ તરીકે પોતાનો નીરવાહ ચલાવતો; પણ જ્યારથી વાલડરોને

આપઘાત કીધો ત્યારથી તે પાછો વકીલ થયો, ઘરાકો વધ્યાં, આવક પણ જાસ્તી થવા માંડી, છેલે તેની સ્ત્રી પાસે એક અમીરી હાલતમાં આવી જવા જેટલી દોલત તેમને પ્રાપ્ત થઇ.

હોનેરેબલ મી૦ કલીફીરેડે એગનસને વાસ્તે થએલા ઝઘડાની સર્વ હકીકત ટીમપરેલ પાસે ખુલી કરી હતી ને તેટલા સારૂ એગનસને ટીમપરે લે બોલાવી હતી, તે સાથે ફ્લોરીબલ પણ જઇ આવી હતી.

એગનસ સાથે ચારલસની મુલાકાત થયા પછી ફ્લોરીબલ અને એ ગનસ બંને બેનો, રાતના ખાણાની ટેબલપર; ટીમપરેલ સાથેની મીલાકાત વીશેની વાત ઉપર ઉતરયાં હતાં.

ફ્લોરીબલ–જુવાનીના ખીલતા બાહારમાં સુશોભીત સંણગાર પેહેરી ખુરસી ઉપર અઢેલાઇને બેઠીછે, તે વખત તેના ગોલાબી ગાલ તથા કમળ પત્ર જેવા વીશાલ નેત્રની કટાક્ષતા ઉપરથી તેણીની સખી એવીતો કામાતુર દેખાતી હતી કે જાણે નવપલવ થએલા બગીચાના ખુસબોદાર વેલા ઉપર એક મીઠી અને સ્વાદીષ્ટ દ્રાક્ષનો લુમખો ટીંગાઈ રહેલો હોએ, એ મીસાલે ફ્લોરીબલની ખુબસુરતી જોવામાં આવતી, એટલામાં તેણીના હ સતા મુખડામાંથી કાંઇ બોલો નીકળેછે:—

**ફ્લોરીબલ**—પ્યારી સખી આજે તમે ટીમપરેલને ત્યાં કેમ ગયાં હતાં? ત્યાં તમે "સાઇરલીનીલ" ને જોયાં કે?

**એગનસ**—હા, મને "સાઇરલીનીલ" ની મુલાકાત થઈ હતી અને તે પાછી મને એક બે દીવસમાં બોલાવશે ખરી.

**ફ્લોરીબલ**—તે સ્ત્રી કેવી છે?

**એગનસ**—હું તો ફકત માત્ર અરધો કલાક તેની મંડળીમાં ર હી છું, એટલે તેના વીશે હું તમને ખાતરી લાએક જબાપ કેમ આપું?

**ફ્લોરીબલ**—પણ તેણીના ચહેરા ઉપરથી તો કહી શકશો કે નહી? વળી તેનું નામ શું છે? તે ચતુર અને સુઘડ છે કે શી રીતે?

**એગનસ**—તેણીનું નામ સાઇરલીનીલ છે. તેણીની આંખો ભુ

રી, માથાંના વાળ કાળા છે; ટુકામાં તે ખુબસુરત છે. તેણીના માબાપ મરી ગયાં છે, અને તે હાલ તેના કાકા મી૦ ટીપરેલની જોડે રેહેવા આવી છે.

આ પ્રમાણે બંને જાણીઓ વાતો કરેછે તે વીશેની વાત આગળ હાલ તુરત નહી ચલાવતાં વાંચનારાઓનું ધ્યાંન એક બીજી બાબત ઉપર ખેંચીએ છઇએ.

આપણે જે દીવસની વારતા કહી, તાર બાદ બે દાહાડા પછી સુમારે પાછલા પોહોરને સમયે "સાઇસ્લીનીલ" જે નામ વાંચનારાઓના જાણવામાં આવી ગયું છે તે "લીનકોલન ફીલ્ડ" પાસે થઇ ને ચાલી જતી હતી, રસ્તામાં ચાલતાં તેણે બજારમાંથી કેટલીએક ચીજો ખરીદ કીધી એટલામાં તેણીની કાકી મીસ્ટ્રેસ "ટીમપરેલ" આવી પોંહોંચી એટલે તેની સાથે ગાડીમાં બેસી હવા ખાવાને માટે ફરવા ચાલી નીકળી. જેવી તે ગાડીમાં બેસતી હતી તેવામાં એક કારસતાની અને નીરભાગી "ચીકલેડ" નામની દાસીએ તેણીને જોઇ અને તેણીની ગાડી પછવાડે ચાલતી થઇ. સાઈસ્લીનીલની કાકીનું ઘર આવ્યું એટલે સાઇસલી ત્યાંથી ગાડીમાંથી ઉતરી તેણીના રહેઠાણ ઉપર ચાલતી થાએછે, એટલામાં પેલી બુઢી દાસી તેણીને ઊભી રાખીને પુછે છે:—

**ચીકલેડ**—તમે શું હાલ લંડનમાં છો કે?

**સાઈસ્લીનીલ**—અરે તમે કોણ છો? મારે તમારી સાથે કાંઇ કામ નથી.

**ચીકલેડ**—એમ કેમ બોલો છો? તમારા કૃત્ય વીશે હું પુરતી વાકેફગાર છઉ અને તમારે મારો ખપ.જરૂર પડશે, માટે મારી નોકરી તમારી હજુરમાં કબુલ રાખો; હું તમને ઠીક કહું છઉં.

**શાઈસ્લીનીલ**—કેમ તમે મને ડરાવો છો કે?

ચીકલેડે કેટલાંએક વચન મરમમાં કહી સંભળાવ્યાં એટલે સાઇસ્લીનીલના મનમાં કાંઈક વાત સાચી લાગી. તે ચીકલેડ પાસે કહેવડાવા માંગેછે.

**ચીકલેડ**—એમ કદી બને નહી; જો ખોલાસો કરવો હોએ તો આવતી કાલે મને બોલાવજો, પણ કાલે તો વળી રવીવારછે.

**સાઈસ્લીનીલ**—આવતી કાલે બરાબર બાર વાગતે **આવજો**. હું જુઓ (આંગળીથી બતાવીને) પેલાં ઘરની પેલી તરફ રહુંછું ને જો બરાબર તેજ વખતે આવશો તો બારણું ખુલું રાખીશ ને તમારી વાટ જોઇ બેશીશ.

**ચીકલેડ**—બહુ સારૂં ઠરાવેલે વખતે આવીશ.

એમ કહી તે સાઈસ્લીનીલથી જુદી પડી બીજે રસ્તે ચાલતી થઈ, તે પોતાના મન સાથે વીચાર કરેછે, "હું ધારૂંછઊં કે જો એક વખત મારે તેની સાથે ઓલખાણ થશે તો પછી, મારા વગર તેને ચાલસેજ નહીં, હવે મારા નસીબ ખુલશે એમાં ફેર નથી.

સાઇસ્લીનીલ પોતાને ઘેર ગઈ અને આવા દુષ્ટ સ્વભાવની સ્ત્રીની મુલાકાતથી તેણીના મનમાં ભય ઉત્પન થયો, તેણીએ ધાર્યું કે આવી સ્ત્રીને જો એક વખત મોઢું આપ્યું તો વારેઘડીએ સતાવવાની.

બીજે દીવસે રવીવાર હતો. "ટીમપરેલ" અને તેની સ્ત્રી રાબેતા પ્રમાણે દેવલમાં જતાં હતાં; અને સાઇસ્લીનીલ પણ તેઓની જોડે હમેશાં જોવામાં આવતી, માત્ર આજ રવીવારે સાઇસ્લીએ પોતાનું માથું દુખેછે, એવું બાહાનું કાઢી તે તેણીના કાકા તથા કાકી સાથે ગઇ નહોતી; તે પોતાના બેસવાના ઓરડામાંથી હલકેથી નીકળી "ટીમપરેલ" ની ખાનગી હાફીસમાં આવીને "ચીકલેડ" ની વાટ જોતી હતી. આ ખાનગી હાફીસનું બારણું ટીમપરેલ હમેશાં બંધ કરીને જતો હતો; પણ તેજ દીવસ તે ભુલી જઈ ખુલું મુકી ગયો હતો. આ ખાનગી ઓરડાની મધ્ય ભાગમાં એક સુંદર ગોળાકાર ટેબલ ગોઠવેલી હતી, જેના ઉપર કેટલાએક કીમતી દસતાવેજો છુટા છુટા પડેલા હતા, અને જે દસ્તાવેજો કે "ટીમપરેલ" દેવલ ગયા અગાઉ તપાસતો હતો. વાંચનારાઓના જાણવામા આવશે કે ટીમપરેલ રવીવારને દીવશે પણ પોતાના ધંધાનું કામ કરતો હતો, તેથી શું આપણે નહીં ધારી શકીએ કે હમેશાં તે દેવલમાં જતો તે માત્ર માણસોને દેખાડવાને માટે!

સાઈસ્લીનીલ અને ચીકલેડ બને જણ હવે એકાંતે બેઠાં બેઠાં વાતો કરવી શરૂ કરેછે.

**સાઈસ્લીનીલ**—કેમ જે સખસ વિષે તમે કહેતાં હતાં કે તે લંડનમાંછે તે તમે ખરૂં બોલ્યાંછો કે ?

**ચીકલેડ**—હા, મેં તેને "શેંટ જાનવુડ" માં બે ત્રણ વખત જોયો હતો પણ તે "શોડનીવીલા" વાળી બે આબરૂદાર ખુબશુરત સ્ત્રીઓ સાથે પ્યારમાં પડેલોછે.

**શાનીલ**—અને તે કઇ સ્ત્રીઓ? શું તમે મીસ લીસટર તથા મીસ ઇવનસ વીસે કોહોછો ને!

**ચીકલેડ**—હા, તેજ, અને તે બેમાંથી એકની સાથે લગ્ન કરી લેવા બંધાએલોછે અને જો તમે માનતાં નહી હો તો તમારી પોતાની મેળે ખાતરી કરો.

(સાઇસલી નીલના હોસ શાંભલતાંનેવાર ઉડીગયા; તેણીનું મન ઘણુંજ ઊદાસ થઇ ગયું; તેણીના અધરની લાલીમાં ફીકાશ પડી ગઇ. ટુંકામા તેને મરવા જેવું દુખ લાગયું.)

**શાનીલ**-બન્યું તે ખરૂં, મારા મનમા ઘણુંજ દુખ ઉત્પન થયું છે. હવે તમારે આજ પછી એવો શંધેશો મને આપવો નહી ને હવે પછી હું એ વિષે કાંઇ વાત શાંભળનાર નથી, માટે તમે પધારો; હવે ને આજ પછી આપણે જાણે કોઇ દીવશ ઓલખાણ નથી કીંવા મલ્યાંજ નથી એ મીસાલે રાખવું.

**ચીકલેડ**—નહી નહી તમે એમ દીલગીર નહી થાઓ, આપણે તેનો ઉપાય કરશું, તમારી મરજીમાં આવે તો હું કોઈ એવો મનશુબો કરી કાંઇ ચુકતી ખોળી કાઢું કે જેથી તમારૂં કારજ શીધ્ધ થાય.

સાઈસ્લીનીલે ચીકલેડને જરા થોભવા કહી બીજા ઓરડામાં દાખલ થઇને ચાકરડીને પુછયું કે કાકાને આવવાને હજુ કેટલીકવાર? એ વીગરે તપાશ કરી પાછી પેલી બુઢી દાશી ચીકલેડ પાશે આવીને શુનાના વીશ શીકા ટેબલ ઉપર મુકી કહું કે "લો ચીકલેડ આ રકમ હું તમને બક્ષીશ તરીકે આપું છું, અને આટલી રકમ તમને ઇનામ તરીકે મ

લીછે એમ નહી સમજવું, પણ મેં તમને અંહી શુધી આવવાની તસદી આપીછે તેના બદલામાં તમને હું મેહેનતનું આપું છું, માટે લો ને તમારે રસ્તે જાઓ; હવે મારે તમારૂં કામ નથી ને મારે તમારૂં કામ પડશે પણ નહી, માટે હવે મારા ઉંબરા ઉપર ફરી આવવાની તસદી લેવી નહી.”

**ચીકલેડ**—(શઘલા પૈસા ટેબલ ઉપરથી લઇ ગજવામા મુકીને) ત્યારે શું હવે મારો ખપ નહીંજ પડે કે?

**શાનીલ**—અલબત નહી (ધીરેથી)

**ચીકલેડ**——ત્યારે કદાચ હું તમારા તરફથી મારફતીઆપણું કરૂં તો શું હરકતછે?

**શાનીલ**—તે હું નાકબુલ રાખીશ ને તમારી માંગણીને ધિક્કારીશ.

**શીકલેડ**—ત્યારે શું તમે મને ધમકાવો છો? (બેસરમી થઇને)

**શાનીલ**—જેટલી તમારા ધમકાવવાથી હું બિહુછું તેટલાં તમે કદી ડરનાર નથી.

**ચીકલેડ**—ત્યારે હજી મારી પાસે તમારી એક બીજી એવીજ વાતછે.

**શાનીલ**—જલદી કહી દો, હું પરવા નથી કરતી!

**ચીકલેડ**—(જરા ધીરજથી) હું તો તમારી મજાક કરૂં છું, તમારી મરજીમાં આવે ત્યારે મને બોલાવજો, ને નહીતો હું મારી પોતાની ખુશીથી તમને મદત કરીશ?

**શાનીલ**—તમારે કદી સમજવું નહી કે હવે હું તમને કદીપણ મળું, તમે હવે જાઓ ને તમારૂં નામઠામ પણ મારે જોઇતું નથી.

ચીકલેડ પોતાને રસ્તે ચાલતી થઈ અને સાઈસિલી નીલ તથા ચીકલેડની મુલાકાત વીશે ઘરની ચાકરડીઓને શક પણ આવ્યો નહતો.

ટીમપરેલ અને તેની સ્ત્રી દેવલ જઈ પાછા આવ્યા, આવતાંવેતજ

ખાનગી ઓફીસનું તાળું તપાસ્યું તો તે કુંચી લગાવેલી દીઠી. ઘરની ચાકરડીને બોલાવી પુછયું તો માલમ પડયું કે આંહી કોઇએ આવ્યું નથી.

**ટીમપરેલ**—કેમ મારી પ્યારી સાઇશલી તમને હવે કેમછે?

**શાનીલ**—પ્યારા કાકા મને ઠીક લાગેછે પણ ઘણું કરીને આવતી કાળ શુધીમાં મને આરામ થઇ જાશે, એમ કહી તુરતજ પાછી પોતાના બીછાના ઉપર શુઇ ગઇ.

---

# પ્રવેશ ૧૦ મો.

---

## મી૦ ટીમપરેલ

રાબેતા પ્રમાણે બીજે દીવસે સવારના દસ વાગતે મી૦ ટીમપરેલ પોતાના ખાનગી ઓરડામાં દાખલ થયો, અને જ્યાં પોતાની નાસતાની ટેબલ ઉપર દસ્તાવેજો પાથરી મુકયા હતા તે સઘળા જોવા લાગ્યો. બારણું ઠોકયું અને તુરતજ લોર્ડ મેડંલેશામ દાખલ થયો. જેવો તે આવ્યો તેવોજ પેલા વકીલે તેને પોતાની ખુરસી ઉપરથી ઉઠી આદર સ્તકાર કીધો. લોર્ડ મેનડલેશામની ઉમર ૪૫ વરસની હતી, કદમાં ઊંચો મજબુત બાંધાનો હતો. તેની આંખો કાળી અને તીક્ષણ દ્રષ્ટીવાળી હતી.

**લોર્ડ મેંડલેસામ**—કેમ (વકીલ) ટીમપરેલ ખુશીમાં તો છો?

**મી૦ ટીમપરેલ**—હા જી.

**લોર્ડ મેંડલેસામ**—મારે તમારી સાથે એક અગત્યની તેમજ દુખદાએક વાત કરવાની છે?

**મી૦ ટીમપરેલ**—ખરેખર તે સાંભળવાથી હું ઘણોજ દલગીર છું. (જો કે મી૦ ટીપરેલ અંદરખાનેથી ઘણોજ ખુશી હતો કારણ કે તેના અસીલના ઊપર દુખ આવ્યું હોય તેથી તેને વધારે લાભ થાએ.)

આ ઠેકાણે વાંચનારાઓએ એમ સમજવું કે મી૦ ટીમપરેલ વકીલ

લોર્ડ મેનડલેશામનો હમેશાનો બાંધેલો વકીલ નહી હતો, પણ વખતે વખતે તેનું થોડું થોડું કામકાજ તે કરતો.

લોર્ડ **મેંડલેસામ**—ત્યારે તમે કાંઇ ગપ સપ સાંભળીજ નથી કે !

**મી૦ ટીમપરેલ**—નહી, નહી, મને કંઇજ ખબર નથી.

લોર્ડ **મેંડલેસામ**—(જરા ગુસ્સાથી)・મારે તમારી સાથે એટલુંજ બોલવાનું છે કે મારા એક જંગલી છોકરાએ મારામાર કીધી છે.

**મી૦ ટીમપરેલ**—અરે! હોનરેબલ હેકટર હારડરેસે શું આવું ・કામ કીધુ છે કે? (બાહારથી દીલગીરી બતાવી) મારે તમારા છોકરા સાથે ઓળખાણ નથી પણ માત્ર હું તેને અરસપરસ ઓળખું છું. ખેર પણ હું તમો નામદારની ખાતરને માટે ઘણો અફસોસ કરૂં છું.

લોર્ડ **મેંડલેશામ**—મેં તમને હજુ અથથી તે ઇતીસુધી એ વાત કહી સંભળાવી નથી માટે સાંભળો:—

આ મારામારનો પાયો કાહાંથી રોપાણો એ વાત મારા કાનપર આવી તેમાંથી મને એવું માલમ પડયું છે કે જે સખસ અથવા સખસો સાથે મારા માર થઇ તેના વચમાં એક ઓરત છે જેને માટે આવો માઠો બનાવ બન્યો છે; માટે તે ઓરત કોણ છે અને તેના કયા કયા દોસ્તો વચમાં શા કારણથી લડાઇ થઇ તેની સઘળી શોધ કરવાનું કામ હું તમારે માથે સોંપુ છું તે સાથે હું તમારા ઉપર પુરતો વીશવાસ પણ રાખું છું. તમે સઘળી સોધ કરી લાવ્યા પછી આપણે એક વીચાર કરીશું.

**મી૦ ટીમપરેલ**—બહુ સારૂં.

આ પરમાણે બંને જણ વચમાં વાતચીત થઇ ને લોર્ડ મેંડલેશામ વકીલની રજા લઇ ચાલી નીકળ્યો; બાદ મી૦ ટીમપરેલ એ સઘળી બાબતમાં વીચાર કરવા લાગ્યો જેવો તે વીચાર કરે છે તેવામાં તેના કારકુને એકાએક અંદરના દીવાનખાનામાં દાખલ થઈ ને વકીલના હાથમાં એક કાગળ મુકયો જેની ઉપરનું "આડરેસ[૧]" જોતાં વાર વકીલે ધાર્યું કે આ

---

૧ સીરનામુ

કાગળ કોઇ અજાણ્યા અને હલકે વાંધેના માણસના હાથનું લખેલું છે. ઘ
ણીવારસુધી વીચાર કરી આખરે કાગળ ખોલ્યો અને તેના અંદરથી એક
લાંબો લખેલો કાગળ નિકળ્યો જેના અંદરની મતલબ જરૂરની દીસતી
હતી; પણ તેનો લખનાર કોણ હતો તે જાણવાને તે કાગળ નીચે લખ
નાર ધણીના હાથની શહી નહોતી. માત્ર અક્ષર ઉપરથી એટલું ધારી શ
કાએ કે તે ઓરતનો લખેલો હતો. કાગળની અંદર મતલબ વાંચતાંને
વાર તેના મન ઉપર દીલગીરીની અસર થઇ તેનો ચેહેરો ફીકો થઇ ગ
યો. ટુકામાં તે જાણે મરવા સુતો હોય તે પ્રમાણે તેના હોસ ઉડી ગયા
પણ પાએક કલાક પછી તે પાછો સુધીમાં આવ્યો ને એ કાગળ તેણે
ફરીથી વાંચ્યો.

ટીમપરેલે પોતાના મન શાથે અરે "પાંચ હજાર પાંઊંડ" એટલું
બધું નાણું કાંહાંથી કાઢવું પોતાના મનમાં બરબડે છે, હવે તે શોઉપાય
કરવો, કાગળ તેણે પોતની ટેબલના ખાનામાં મુકી કુલુપ લગાવ્યું અને
ગાડી મંગાવી બાહાર નીકળી પડ્યો; રસ્તામાં ચાલતાં તરેહવાર વીચાર કરે
છે એટલામાં ચારલશ ડીવેરનુ ઘેર આવ્યું જાંહાં તે ઉતરી પડી દરવાજા ઉ
પરના ચાકરને પુછ્યું, કે અંદર ચારલસની મા મીસ ડીવેરછે કે શીરીતે?
ચાકરે હા કહી અને વકીલને તેણીના ઓરડામાં દાખલ કરવામાં આવ્યો;
જાહાં મીસ ડીવેર અને વકીલ બંને જણ એકાંતે વાત કરવા લાગ્યાં.

**મી૦ ટીમપરેલે**—કેમ માજી તમારો છોકરો તો બાહાર ગયો
હશે કારણ કે બપોર નમી ગયાછે.

**ચા૦ મા**—ના ના તેતો આફીસમાંછે. (ચારલસની માના મનમાં
પેલી થએલી મારામાર બાબત વકીલ તેણીને મલવા આવ્યો હશે એવો
શક નહોતો)

**મી૦ ટી૦**—એક શખશનું કાગળ મારા ઉપર આવ્યોછે જેથી મને
માલમ પડ્યુંછે કે તમારા છોકરાએ એક ઠેકાણે મારામારીકીધીછે; માટે બુઢી
મા હું તમને પુછુછું કે તમારો છોકરો આવી શારી નોકરી ઉપર રહી આબરૂ

એસવી ને આવી મારામાર શા માટે કરેછે, જેવી મારામાર કદી કોઇ નહી કરે તેવી તેણે કીધીછે.

**ચા૦ મા**—ખરેખર હું પણ ઘણીજ દીલગીર છઉ અને તે શઘ ળી વાતથી વાકેફ થયલી છઊં એમ કહી તે છાતી ફાટે તેમ રોઇ પડી, રોતાં રોતાં કહેછે કે આવા માઠા બનાવથી મેં કેટલું દુખ સહન કીધુંછે તે વાત તમોએ જાણીહોત તો તમો આ પ્રમાણે મારી સામે કઠાણ શબ્દ નહી બોલત.

**મી૦ ટી૦**—(દીલાશીથી) ઠીકછે પણ લોર્ડ મેનડલેસામને આ વાતની ખબર કલબમાં પડી પણ એ વીશે તેણે તેના છોકરાને કંઇબી કહયું નથી તોપણ હવે "મડમ સાહેબ" તમે મને સઘળી વાતથી વાકેફ કરશો કે?

**ચા૦ મા**—એ વીશે મને કંઇ ખબર નથી, માત્ર હું એટલુંજ જાણું છઊં કે હેકટર હારડરેશે મારા છોકરા ચારલસની રૂબરૂ એક આબરૂદાર ગ્રહસ્થની છોકરીની બેઅદબી કીધી અને ચારલસે પોતાની રૂબરૂ તેમ નહી કરવાની પોતાની ફરજ સમજી તકરાર કીધી અને તેમાંથી મારામાર થઇ પડી.

**મી૦ ટીમપરેલ**—પણ તે છોકરી કોણ હતી?

**ચા૦ મા**—તેની મને ખબર નથી; કારણ કે ચારલસે તેણીનું નામ મારી પાશે લીધું નથી. પણ તેણે મારી પાશે હકીકત કહી તે ઉપરથી હું ધારૂં છઉ કે તે છોકરીને મારો છોકરો ઓલખતો નથી.

**મી૦ ટીમપરેલ**—ત્યારે તે છોકરીને હેકટર હારડરેસ શાથે અગાઉની કંઇ ઓલખાણ હતી કે શી રીતે?

**ચા૦ મા**—હા, તેમજ હતું (દલગીર થઇને) તેઓ ત્રણેક મહીના ઉપર તેના પડોસમાં મળ્યાં હતાં.

**મી૦ ટીમપરલ**—તેઓ કોણ હતાં?

**ચા૦ મા**—બે મોટી આબરૂદાર લેડીઓ જુઓ (આંગળી કરીને) પેલા સુંદર શોભાયમાન બગીચાના બંગલામાં રહેછે.

**મી૦ ટીમપરેલ**—હા! હા! હા! તેઓને તો હું સારી પઠે ઓળખું છઊં, તેઓ જ્યારથી જનમ્યાં ત્યારથી તેઓને હું જાણું છઊં.

**ચા૦ મા**--ખરૂં, ખરૂં, તેમજ હશે.

**મી૦ ટીમપરેલ**—તમે શું કહ્યું મડમ? (તેના કહયાનો અરથ સમજીને)

**ચા૦ મા**-હું ધારતી હતી કે આ બનાવ ઘણો દુખદાએક થઇ પડયોછે.

**મી૦ ટી૦**--હા તેમજછે; પણ મને અજાએબ લાગેછે કે, મીસ ઇવેલન તથા મી૦ લીસટરને મારા સાંભળવા પ્રમાણે કોઈ દીવશે હેકટર હારકોર્ટ તથા તમારા છોકરા સાથે ઓલખાણ હોય એમ મને નથી લાગતું. મેં તેઓને આજ ત્રણ મહીના થયા જોઇ નથી, તેમ હું તેઓની પાશે ગયો નથી; મીસ ટીમપરેલ (મારી ઓરત) હાલમાં જરા આજારીછે, અને તે માટે બાહાર જવાતું નથી. એ ટંટો એ બે લેડીઓમાં કઇ લેડી વીશે થયો હસે તે તમે જાણોછો?

**ચા૦ મા**—મને કંઈ પણ માલમ નથી. (આ તેનું કહયું ખરૂં હતું)

**ચી૦ ટી૦**—ત્યારે તમે આ વિષે શઘલી વાત તમારા છોકરાને પુછી લેજો કારણ નેક નામદાર લોર્ડ શાહેબ મારી પાશે આવ્યા હતા ને તેને ઘણો ગભરાટ ઉત્પન થયોછે.

**ચા૦ મા૦**—મોટી ખુશીથી; પણ આમા મારી તકશીર નથી. માટે મને દોશ દેશો નહી મારી ચાલ હમેશાં અગાઉથી ચેતી રાખનારી છે.

**ચી૦ ટી૦**—ઠીક, ઠીક, આપણે શાગો રશતો કાઢીશું; હું ઇઆ લોર્ડ બેમાંથી એક પણ તમોને દોશવાન ગણતા નથી. તમારી ચાકરડીને મેં મારૂં નામ આપ્યું નથી, અને તે શાથે મારી તમારી સાથેની મુલાકાત ઇઆ આપણા વચમાં ચાલેલી વાત તમારે તમારા છોકરાને પણ કેહેવી નહીં, આ વાત ઘણી સરશ થઇછે, અને વધારે શારૂં એ થયુંછે કે શીડની વીલા વાળી લેડીઓ પણ અજાણી રહેશે.

**ચા૦ મા૦**—મારા હકમાં પણ એ ફાયદો થએલો ગણું છઉ કેમકે ઉપર જણાવેલી લેડીઓ સાથે મેં ઓલખાણ કરી નથી.

**મી૦ ટી૦**—ઠીકછે જે વખતે એટલે શાંજના તે ઘેર આવે ત્યારે તમે તેને શઘળી વાત પુછી લેજો ને તેને વધારે પુછવું કે તેને હેકટર હાર ડરેસ સાથે કેવો બનાવછે હું પાછો કાલે આ વખત ઇઆ જરા મોડો આવીશ.

આટલું કહી તે જતો હતો એવામા તેને પેલા ૫૦ પાંઊંડ આપ વાનું ઇયાદ આવયું ને તેણે તુરતજ ગજવામાંથી બેંક નોટો કાઢી રૂ૫૦) ની નોટો ચારલસની માના હાથમાં મુકીને તે શલામ કરી ચાલ તો થયો.

મી૦ટીમપરલે ચારલસની માની રજાલઈ બાહાર નીકળી પડયો, રસ્તામાં ચાલતાં **વાઈટ કરોસ** નામની જગ્યા આગળ એક વીશાળ સરકારી મ કાન પાસે ગાડી ઉભી રાખી આ મકાનમાં એક મોટું શાઊકારી કેદખાનુ હતું તેના દરવાજાની ડાબી જમણી બાજુમાં લોખંડના સલીઆની શોભાય માન જાળી હતી, આ કેદખાનામાં "ટીમપરેલ" જયારે ત્યારે પોતાના અ સીલોની મુલાકાત લેવા જતો હતો એટલે દરવાનની પરવાનગી લેવાની જરૂર નહોતી; જે ઓરડામાં નાદાર દેવાદારો તથા બીજા લેણ દેણ બાબ ત "શેરીફ" ના હોકમનામાંથી પકડાએલા કેદીઓ રહેતા હતા તે ઓરડા માં "ટીમપરેલ" દાખલ થયો, તેના મોઢામાં બીડી સળગતી હતી અને સાં જ વખતના બીડી પીતાં પડતાં અજવાળાંથી જે કેદીનું તેને કામ હતું તેને તેણે ઓલખી કાઢયો, આ કેદીનું નામ મી૦ "બારીગટન" હતું.

**બારીગટન**---કેમ મી૦ ટીમપરેલ મારા કેહેવા પ્રમાણે ઠરાવ થયો કે શી રીતે!

**ટી૦**—નહી! કંઇજ થયું નથી. કજીઓ બીજી મુદતપર નાખ્યોછે અને તે લોર્ડ ચાનશલરની હજુર ચાલશે. મારા કારકુનોએ એફીડીવેટ ૧ તૈયાર કરવા માંડીછે અને તે વીશે મારે કાંઇ તમને પુછવાનું હતું માટે આ વ્યો છઊં.

---

૧ પ્રતીગનાં પત્ર.

વકીલ અને અશીલ વચમાં આટલી વાત થઇ રહયા પછી તેઓ ચાલતા કામની વાતપર ઉતર્યા. વાંચનારાઓને હવે જાંણ કરવાની જરૂર થાએછે કે જે કજીઆ વીશે વકીલ અને અશીલ વચમાં વાત થઈ તેમાં "મો૦ બારીગટન" વાદી હતો અને "જોનડોલ હાઉસ" પ્રતીવાદી હતો. બારીગટને આ દાવો વાલડરોન વકીલ મારફ્ત ત્રીસ વરસ અગાઉ ચલાવ્યો હતો ને વાલડરોન મરી ગયા પછી ટીમપરેલે ચારજ લીધો એટલે આ કજીઓ ત્રીશ વરશ થયાં ચાલતો હતો. બારીંગટન એક વખત મોટો દોલતમંદ હતો તેને ગામ વચમાં રહેવાનું મોટુ વીસાલ ઘર હતું, ફરવા જવાને ભાત ભાતની ઘોડા ગાડીઓ, ચાકરડીઓ, કીંમતવાન ઘોડાઓ વગરે હતા; પણ કજીઆમાં તે શઘળું જતું રહયું અને છેવટે બુઢા બારીંગટનને તે એક સ્વપનાની મીશાલે થઈપડયું. તે પચીશ વરશ થયાં "વાઇટકરોશ" ગલીમાં કેદખાનામાં હતો, તોપણ તે હમેશાં એવી આશા રાખતો કે "હજી મારો દાવો હું જીતીશ અને ફરીથી એક વખત પૈશાવાલો થઇશ."

**બારીગટન**—ત્યારે તમે ડાલહામના અટરનીને કંઇ કોઠુ આપ્યુંછે કે? "જોનોરફાક" માં જે સ્થાવર મીલકત છે તથા એકાઉંટેનટ જનરલની હાફીશમાં જે રોકડ નાણાછે તે શઘલાં મારે હવાલે કરે તો કજીઓ ઘર મેલે પતી જાશે.

**મી૦ ટી૦**—હા. મેં તે વાત સુચનાના આકારમાં કહી હતી; પણ સામાવાળા અટરનીએ તે વાત હશી કાઢી હતી. પણ હું તમને વાજબી શલાહ આપું છઊં કે તમે આ દાવો ઘરમેલે પતવો અને તમારા પ્યારા "ગસતવશ" અને "વીની" ને માટે તમને જે મલે તે લઇ સંતોશ રાખો તો ઘણું સારૂં.

**બારીગટન**—નહી નહી, હું તેમ કદી કરનાર નથી. આ કેદખાનામાં હું મારો દેહ ત્યાગ કરૂં તો શું થયું, મારા બચાંને માટે એક પાઇ પણ નહી મુકી જાઉ તોપણ શું થઈ ગયું, પણ મારી મરજી પ્ર

માણે થયા વગર ઘર મેલે પતવનાર નથી. મારો "ગશતવશ" સેલરનું કામ કરી પોતાનું ગુજરાન ચલાવેછે, ને મારી "વીની" શીવવાના કામ માં મારૂં અને તેણીનું પુરૂં કરેછે; માટે શાભલો "ટીમપરેલ" (ગુશાથી) જો મારૂં કામ ચલાવવાની તમારી મરજી ન હોએ તો હું બીજા વકીલને સોંપું, તમે તમારી હકશાઇ અગાઉથી લીધીછે તોપણ હું કંઇ બોલ્યો નથી અને મારો દાવો ચલાવવાને ખરચ પુરો થાય તેટલા પૈશા અનામત છે, માટે તમે આનાકાની કરોછો કે શીરીતે?

**મી૦ ટી૦**—હું આનાકાની કરતો નથી. (બુઢાના નીખાલસ વચનથી ડરીને) હું તમારૂં કામ કરવા તૈયાર છઊં; પણ માત્ર તમને સલાહ આપવાને માટે આવ્યો હતો, કારણ કે તમારા વકીલ તથા ક્રીસચીયન (જાતભાઇ) તરીકે તેમ કરવાનો મારો ધર્મ સમજું છું.

**બા૦**—નહી નહી, આવી સલાહ આપવાને મને કદી આવવું નહી.

**મી૦ ટી૦**—ઠીક છે ત્યારે તમારી મરજીમાં આવે તેમ કરો અને મારાથી બનશે તેટલી મેહેનત હુંપણ લઇશ. મારે જોઇતી હકીકતની નોધ મે મારી નોંધ બુકમાં લખી લીધી છે ને "એફીડીવેટ" તથા "બરીફ" જલદી તૈયાર કરી તમોને જોવાને મોકલવામાં આવશે.

એટલામાં બુઢા બારીઝટનની પ્યારી બેટી "વીની" આવેછે ને ટીમપરેલ રજા લઇને ચાલતો થાએ છે.

**બા૦**—માહારી વાહાલી "વીની" આજે જરા તું વેળાસર આવી એમ કહી (વીનીના ગાલ ઊપર બોશા આપેછે.)

"વીની" ની ઊમર અઢાર વરસની હતી, દેખાવમાં ખુબસુરત અને મીલનસાર લાગતી તેણીની આંખો કાળી અને વાળ ભુરા હતા, જયારે તેણીના બાપને સાઉકારી કેદખાનામાં લઈ જવામાં આવ્યો ત્યારે તે છેક જ બાલ્યાવસ્થામાં હતી, એટલે તેની હાલની યુવાવસ્થા સુધીની સઘળી વાત તેણીની યાદદાસ્તમાં રહેલી હતી, જયારે તે સ્કુલમાં જતી ત્યારે પણ તે એ દાહાડામાં સવારના ઈગ્મા સાંજના તેણીના બાપ પાસે જતી, રાત

ના ખાણાની ટેબલ ઉપર બારીંગટન પોતાની વાહલી બેટી સાથ બેશી ખાણું ખાતો તેથી જરા તેનું દુખી મન શાંત કરતો. બારીંગટન પોતા ની આવી ખરાબ હાલત જોઇ ઘણો દીલગીર થતો અને પોતાના મન સાથે વીચાર કરતો કે અરે ! બાલ્યાવસ્તામાં મારી પ્યારી "વીની" ને લાડ લડાવવાનો વખત તે વખતમાં મારી આ હાલત! અફસોસ હે ખોદા આ આફતમાંથી મને છોડી મુક.

આવી દુખદાએક હાલતમાં વળી ગરીબ બીચારી "વીની" ની મા તેણીને બાલપણામાં નીરાધાર હાલતમાં મુકી મરી ગઇ. "વીની" અને તેણીનો ભાઈ ગસ્તાવસ જેમ તેમ કરી સોળ સોળ વરસના થયાં, એટલે "ગશતવસ" ને તેના કાકાએ સેલરની નોકરીમાં દાખલ કરી વાહાણમાં મુસાફરી કરવા લઇ ગયો અને ગરીબ બીચારી "વીની ફરેડ" સીવવાનુ કામ સીખી હતી તેથી તે પોતાનું તથા તેણીના બુઢા બાપાનું ગુજરાન કરતી; કારણ બુઢો "બારીંગટન" પાસે એક પાઈ પણ નહોતી અને તે ઘણા દીવસથી કેદખાનામાં હતો, જો કે બારીંગટન લાંબી મુદત થયાં દુનીયા દારીના સુખ ભોગવવામાંથી બાતલ થયો હતો તોપણ કેદખાનામાં બારીંગ ટનના પેહેરવાના કપડાં હમેશાં સાફ જોવામાં આવતાં, તેને તનદુરસ્ત રાખ વા માટે બીર તથા દરાખના દારૂના જામ પણ મળી શકતાં, પીવાની બી ડીઓ તથા સુઘવાની તપખીર વીગરે જરૂરીયાતની ચીજો તેને હમેશાં તે ની વાહાલી બેટી વીની પુરી પાડતી, વીની ઉપર જેલના ઊપરી તથા ચોકી પહેરેગીરને ઘણીજ દયા આવતી એટલે વીની પોતાના બાપના સુખ ને માટે જે જે ચીજ લઇ જતી તે સઘળી લઇ જવામાં તેણીને હરકત કદી થતી નહી, કેદખાનાના સઘળાં માણસો "વીની" ને આબરૂ આપતાં; પણ કોઇ દીવસ તેણીને કોઇના તરફથી અપમાન કરવામાં આવતું નહોતું.

**વી૦**—કેમ બાપા આપણા વકીલ તરફથી તમને કંઇ ખબર સારા મલ્યા છે કે શું ?

**બા૦**—મારી વાહાલી બેટી, આપણો કજીઓ આવતા મહીનાની બીજી

મુદત ઉપર પડયો છે, અને મને પુરતી આશાછે કે ચુકાદો આપણા લાભમાં થશે અને ફરીથી આપણ દોલતવંત થઈશું, જ્યારે મને ચુકાદો થયાની ખુશીની ખબર મલશે ત્યારે હું તમને એક ઘર ખરીદ કરવા હુકમ આપીશ, અને વાહાલી "વીની." તું ખાતરજમા રાખજે કે જ્યાં શુધી આ કેદખાનાના દરવાજા ઉપર મારી પોતાની ઘોડા ગાડી મને લેવાને આવી ઉભી નહી રહે ત્યાંશુધી આ કેદખાનું છોડવાના મેં શોગન ખાધાછે. વળી પ્યારી "વીની" તારે માટે ઊંચી જાતના પહેરવાના કપડાં તથા કેટલુંએક જેવર ખરીદ કરીશું, ને પછી તું આપણા "ગશતાવશ" ને પણ લખજે કે તે હવે શફર કરી પાછો જલદી ઘેર આવે અને આપણે તેને અને તારે માટે ચાકરડીઓ રાખશું, કેમ પ્યારી વીની એ પ્રમાણે થાએ એટલે પછી તારે દરરોજ એક દારૂની બાટલી સંતાડીને મારે માટે લાવવી જોઇએછ તે નહી લાવવી પડે. "બારીંગટન"ના આવા વચન શાંભળી "વીની" નું મન પ્રફુલીત થઈ ગયું અને તેનો ચહેરો ખુશીમાં મલકવા લાગ્યા, આટલું કહી રહાબાદ બુઢો બારીંગટન ખાવા બેઠો અને તેની વાહાલી "વીની" તેને વાય ઢોલેછે, "બારીગટન" પોતાના મનમા, અરે શુ ટીમપરેલ મને ગાંડામા ગણી કાઢતો હશે, શું હું રૂ લઇને મારો સઘળો દાવો ઘર મેલે પતાવી આપુ, નહી નહીં એમ તો હું કદી કરનાર નથી, મારો શામાવાળો "ડાલહામ" પ્રતીવાદીની પાશેથી આટલુંજ લઇને છોડી મુકવાના કરતાં નહીજ લેવું તેજ શારૂ એમ કહી "વીની" શામુ જોઇ નીશાશો મુકયો. **વીની** બાપા હમણા તો મને કામ શારૂં મળ્યુંછે "જોનવુડ" મા બે આબરૂદાર લેડીઓ રહેછે તેઓ મને પ્રીતીથી બોલાવેછે ને કામ પણ આપેછે, અને તેથી મને બે પૈસાની પ્રાપ્તિ થાએછે, તેમાં એકનું નામ મીસ ઇવેલન અને બીજીનું નામ લીસટર.

**બા૦**—મારી વાહાલી "વીની" ત્યારે તો હું ઘણો ખુશી થયો છઉ કે તારો ધંધો સારી હાલતમા ચાલેછે, આપણા કજીઆના કામના કાગળીઆં તૈયાર કરવાં માંડયાછે, ફડચો થોડા દીવશમાં થશે માટે ફીકર ન કરીશ

"વીની" દુખના દીવશ જવાનાછે, અને આવતા દીવાલીના તેહેવારમા કરશે ખોદાતો આપણે એક વીશાલ અને સુસોભીતાં ઘરમા બેસી, સારા સારા મેવા અને દારૂના જામ પીશું, વીનીફ્રેડનું દીલ ખુશ થયું, અને પછીતે પોતાના બુઢા બાપાની રજા લઇ ચાળી નીકળી, રશતામા ચાલતાં એક ઓરત તેણીની પડખે થઇને ખડબડતી ચાલી જાએછે, તે બોલેછે કેહેં હુ તેને કેવળ ઠગુ છઉ, અરે પરમેશ્વર તે કેવો ઠગાયોછે.

# પ્રવેશ ૧૧ મો.

## સ્વપનુ.

**એ૦** મારી વાહાલી સખી, (ફ્લોરીબના પલંગ ઉપર બેશી) કેમ આજ જરા તમે મોડાં ઉઠયાંછો તેનું કારણ હું એમ સમજું છઊં કે રાતના તમને ઊંઘ આવી નહી હશે, ઇઆને તો તમારૂં મન ઉદાશ થયું હશે.

**ફ્૦**—ખરૂં બોલાવો તો તેમજછે, મધ્ય રાતના વખતે મને એવુ તો ભયંકર સ્વપનું આવ્યુંછે કે તે હમણા યાદ આવી મને ધુજારો છુટેછે.

**એ૦**—તમારૂ બોલવું ખરૂછે. તમારો ચેહેરો ફીકો લાગેછે. તમારા ગુલાબી ગાલ ઉપર સફેતાઇ આવી ગઇછે.

**ફ્૦**—વાહાલી "એગનશ" આવું નઠારૂં સ્વપનું, મને કેમ આવ્યું હશે. પણ મને તો એમ લાગેછે કે રોમનશ નામની બુક જે કે હું રાતના વાંચતી શુઇ ગઇ હતી તેમાંની ભયાનક વાતો વાંચવાથી મને તેની "જંખના૧" થઇ ને તે સ્વપનામાં આવી. પણ વાહાલી સખી મારૂ બતાવેલું કારણ ખરૂંછે કે નહીં? કારણ મારા કરતાં તમે ઘણી ચોપડીઓ વાંચેલીછે; માટે આવી બાબતમાં મારા કરતાં તમે તર્ક બાંધવાને વધારે શકતીવાનછો.

**એ૦**—ઠીકછે હું વીચારીને જબાપ દઇશ, પણ પ્યારી સખી સ્વપ

---

૧ ઘડી ઘડી ઇઆદ આવવું

ના વીશે મારા પોતાના વીચાર તમારા કરતાં જુદાછે. જુઓ આપણી આં ઓ ઊંઘમાં મીંચાઈ જાયછે પણ આપણું મન ફરયા કરેછે. મન ફરવાથી આપણી યાદદાતસ્તનો પ્રવેસ આપણા મન દવારાએ થઇને સ્વપનામાં આ વેછે. આપણા જાગૃતપણામાં આપણે હમેસાં સાવધાન હોઇને આપણી ક લ્પના અથવા તર્ક આપણા અખતીઆરમાં રાખી શકીએ છીએ. તેમ ઊંઘમાં નથી બનતું, ઉંઘમાં જે વાત આપણા ધારવામાં નથી હોતી તે પણ આપણી નજર આગલ આવી શકેછે. કારણ કે ઉંઘમાં આપાણા મનની લ ગામ આપણા અખતીઆર બાહાર જાએછે.

ફ૦—મારી વાહાલી "એગનસ" ત્યારે તો તમારા વીચાર પ્રમા ણે મન સ્થીર નથી રહેતું, અને જો એમજ હોય તો આપણને આખી રા ત સ્વપનું આવવું જોઇયે.

એ૦—ત્યાં તમારી ભુલછે, બેહેન, સ્વપનું તો આપણને આખી રાત આવ્યા કરેછે પણ જ્યારે આપણે સવારમાં ઉઠીએ છીએ ત્યારે જે વાત થી આપણા મન ઉપર ઘણી સખ્ત અસર થઇ હોય તેજ માત્ર ઇઆદ ર હેછે. શું તમોને નથી માલમ? કે ઘણી વખત આપણે વાત કરતાં કરતાં, ચોપડી વાંચતાં વાંચતાં અને નજરે જોએલા બનાવ ઉપર મન કરતાં કર તાં આપણી નિંદ્રામાં જે વાતનો આપણા મન ઉપર વધારે અસર થયો હ શે તે શ્વપનામાં આવ્યા વગર રેહે?

એગનશે પોતાની વાહાલી સખી ફ્લોરીબલને શ્વપના વીશે કેટલા એક દાખલા આપી તેણીનું મન સમાધાન કીધુ. ફ્લોરીબલ આસરે પા ક લાક શુધી મુંગી બેસી રહી અને છેલ્લે તેને જે વાત શ્વપનામાં આવી હતી તે તેણે એગનશ પાસે કેહેવા માંડી.

ફ૦—બેહેન સાંભલો, ગઇ રાતના મને એવું શ્વપનું આવ્યું કે જા ણે દીવસના મધ્ય ભાગમાં એટલે બપોરના બારેક વાગ્યાનો વખત થયો હ શે, એવે સમયે જાણે હું બજારમાંથી કાંઈ ચીજો ખરીદ કરીને ઘર તરફ પાછી ફરતી હતી, તેવામાં મને એવું લાગ્યું કે મેં મારે પેહેરવાને માટે એ

ફ બોનેટ ૧ ખરીદ કરી પેહેરી લીધેલું હતું, અને જ્યારે હું આપણા સાણુ ગાર સજવાના ઓરડામાં દાખલ થઇ, તે વખતે જાણે તમે મને આવું "બો નેટ" કુમારી છોકરીએ નહી પેહેરવા વિષે, ઠપકો આપ્યો અને તે વિશે આપણે બંને બહેનો વચમા જરા વીવાદ થયો, અને તેથી તે બોનેટ મેં રીસ ચઢાવી ફગાવી નાખ્યું એટલે, આપણી ચાકરડી "રાચેલ" આપણી પાશે આવીને કહયું કે કોઇ અજાણા દોસ્તદારે આપણે બનેને માટે દરએક ચીજ ભેટ દાખલ મોકલીછે તે ચીજો આપણી પાશે લાવવાને હોકમ કીધો તે વખતે વાહાલી શખી તમે ટેબલ પાશે ઉભાં ઉભાં એક શુંદર કોરણીની બનાવેલી પેટી ખોલતાં હતાં, જેમાથી એક ચકચકીત છાપ નિકળી. આણી તરફ એક મોટી પેટી મેં મારે હાથે ખોલી, આ પેટી મુડદાંની પેટી જેવડી લાંબી હતી, પણ અંદરથી શાંકડી હતી. મેં તે ખોલી, અને "બેહેન" હું તમને શું કહું ! મારા જોવામાં એક ભંયકર વસ્તુ આવી, હુંતો ધ્રુજવા મંડી ગઇ, અને જાગૃતમાં જોતી હોઊં તેમ મને લાગ્યું. એ પેટીના અંદર આદમ જાતની હાડકાની ખોપરી દીઠી.

**એ૦**—આવા સ્વપનાથી તમારે કંઇ પણ જાતનો વેહેમ નહી રાખવો એતો માત્ર જંખનાએ કરીને સ્વપનું આવેછે એમ કહી "એજનશે" પોતાની સખીને છાતી શરશી દાબી અને દીલાશો આપ્યો. "ફ્લોરીબલ" શ્રંગાર શજવાના ઓરડામાં ગઇ, ને "એગનશ" બગીચામાં જે વાત તેણે શાંભલી તે વાત ઉપર વીચાર કરવા જતી રહી.

શુમારે બાર ઉપર એક વાગ્યો તે વખતે "વીનીફ્રેડ" ને બારીગટને "શીડની વીલા" માં કંઇ કામ આપવા શારૂ બોલાવી હતી. જેવી "વીનીફ્રેડ' અંદર દાખલ થઈ તેવી "એગનસ" એક તરફ બેશી ચોપડી વાંચતી હતી અને "ફ્લોરીબલ" એક બાંક ઉપર શુતી હતી. એવામાં રાચેલ નામની ચાકરડી અંદર દાખલ થઈ અને "એગનશે"રાચેલને વીની ફ્રેડની હાલત વીશે પુછયુ? જેનો રાચેલે "વીની" ઉપર દયા આણ

મા જોગ હેવાલ આપ્યો જેથી "એગનસે" વીનીને કેટલુંક વધારે કામ આપ્યું અને છેલે એક બેંક નોટ વીનીના હાથમાં મુકી દીધી.

**એ૦**–ત્યારે (વીની શામુ જોઇને) તમે તમારે ઘેરથી આંહી શુધી ચાલીને આવ્યાં કે?

આ શવાલના જબાપમાં "વીની" એ હા કહી.

**એગનસ**––(વીની સામુ જોઇને) ત્યારે તમે ઘણે દુરથી આવ્યાં છો, માટે તમને થાક અને ભુખ લાગી હશે એમ કહી રાચેલને બોલાવીને "વીની" ને નાસતો કરવાના ઓરડામાં લઇ જવામાં આવી, જાંહાં વીની ને માટે બે ચાર સારી સારી વાનીઓની રકાબીઓ અને ઊંચી જાતના સરાબના જામ તૈયાર રાખવામાં આવ્યાં હતાં. વીનીએ નાસતો કરવો શરૂ કરયો અને "એગનસ" ને રાચેલે ખબર આપી કે કોઇ આબરૂદાર સ્ત્રી તમને મલવા આવીછે, "એગનસે" અંદર બોલાવવાને હોકમ કીધો ને નવા પરોણાને અંદર દાખલ કરવામાં આવી. આ સ્ત્રી વિષે આપણે આગળ બોલી ગયા છઇએ કે મી૦ "ટીમપરેલ" ની ભત્રીજી "સાઇસ્લી નીલ" હતી.

વાંચનારાઓને આપણે જાણ કરીએ છઇએ કે મી૦ "ટીમપરેલે" પેલી "હેકટર" ની લઢાઈ વીશે "સાઇસ્લી" ને તદન બેમાલંમ રાખી હતી. "એગનસ" અને "સાઈસ્લી" વચે થોડીવાર વાતચીત થઇ રહ્યા પછી "સાઇસ્લી" એ પોતાની મતલબની વાત ઉપર ઉતરવાનો વીચાર કીધો.

**સા૦**––(ફ્લોરીબલ સામું જોઇને) તમને આખો દીવસ આ એકાંતની જગ્યામાં રેહેવું કેમ ગમે છે?

**ફ્૦**—હમે એકલાં કવચીતજ રહીએ છઇએ, કારણ ઘણુંકરીને કોઇને કોઈ તો મળવા આવેલું હોયજ.

**સા૦**—ત્યારે તમારે તાંહાં હમેશાં કોહેનું કોહેનું આવવું થાએ છે? (આ સવાલથી હું તમને કંઈ અપમાન કરતી હોઊં એમ ન હોય તો જબાપ આપજો, નહી તો જરૂર નથી)

**પ૦**—આવે છે તો ઘણા, અને તેમાંના ઘણાખરાને તમારો કાકો ઓળખે છે ને માત્ર થોડાકનેજ નહી ઓળખતા હશે.

**સા૦**—તમે મારી પાશે નામ લેશો તો હું ઘણા ખરાને તો ઓલખી કાઢીશ.

**પ૦**—અરલ "વીલસબોરો" નો વડો છોકરો "લોરડ મરવાઇન", "મી૦ કલીફ્ફારડ" વીગરે આવેછે.

**સા૦**—બસ એટલાજ કે?

**પ૦**—નહી તે શીવાએ "હોનરેબલ હેકટર હારડરેશ" પણ આવેછે, અને "ચારલસ ડીવેર" પણ આવેછે. ચારલશ જો કે શરકારી નોકરછે તોપણ ઘણો લાએક માણશ છે.

**સા૦**—ત્યારે હેકટર હમેશાં આવેછે?

**પ૦**—નહીં નહીં કોઇ કોઈ વખત.

**સા૦**—ત્યારે પેહેલે તે આવતો હતો?—હા. ત્યારે હમણા તમો જેવાં શુગ્ન સ્ત્રીઓની મુલાકાત લેવી તેણે કેમ બંધ કરી.

**પ૦**—આપણે મશકરીની વાત બંધ કરો કારણ "એગનસ"ને એવી વાત પસંદ આવતી નથી. (એટલામા "એગનસ" આવેછે.)

વાંચનારાઓને ચાલતી-વાતમાં જરા હરકત તો પડશે; પણ આપણે "બેલમોંટ કોટેજ" માં મી૦ ટીમપરેલ ચારલસની મા પાશે આવ્યો અને તેને જે વાતચીત થઇ તેની થોડી હકીકત આ ઠેકાણે જાણ કરવાની જરૂર થાએછે:—

**ચા૦ મા૦**—કેમ "ટીમપરેલ" તમે ગાડીમાં આવ્યા કે?

**ટી૦**—નહીં હું તો ઓમનીબશમાં આવ્યો, પણ તમે તમારા છોકરાને શઘલી વાત પુછી લીધી છે કે શી રીતે?

**ચા૦ મા૦**—મેં પુછી જોયું, ચારલસે મને કહયું કે હેકટર સાથે તેને ત્રણ ત્રણ મહીના થયા ઓલખાણ હતી, અને તેમાં કોઇ દીવશ

તકરાર થઇ નહોતી; પણ જે સ્ત્રી વાસ્તે ટંટો થયો તેને તેણીની શાથે તદન ઓલખાણ નહોતી.

**ટી૦**–ત્યારે ટંટો થયા પછી ચારલસ અને હેકટર પાછા બોલે ચા લેછે કે શી રીતે ?

**ચા૦ મા૦**–તેની મને ખબર નથી.

આટલી વાત થઇ રહયા પછી ટીમપરેલ રજા લઈ ખુરશી ઉપર થી ઉઠયો,

**ટી૦**–ત્યારે તમને જોહોન ડોલહામના ઘરની ખબરછે કે ? હું જાણું છઉ કે તે આટલામાં એક શુંદર ભભકાદાર બંગલામાં રહેછે?

**ચા૦ મા૦**—હા, મને માલંમ છે, તે શું "બુરબાન" નામની વીલામા રેહેછે? એમ કહી ઠેકાણાની એક ચીઠી લખી આપી. (ટીમપરેલ જાએછે)

ચારલસની માએ ઘડીઆલમાં જોયું તો બાર ઉપર બે વાગી ગયા એટલે ઉપલા માળ ઉપર જઈ કપડાં પેહેરી સાલ ઓઢી નીચે આવી આ વખત ચારલશને ઘર આવવાનો હતો; જેવી તે તૈયાર થઈ તેવામાં બુઢી ચીકલેડ આવી પોંચી.

**ટી૦**–ફીકર નહી કરો હું તમને તશદી આપવા નથી આવી, પણ મારા હાથમાં એક બીજો શીકાર છે.

**ચા૦ મા૦**–ચુપ રહે મારે કાંઈ કામ નથી, મારો ચારલશ હમ ણા આવશે ને મારો ચાકર શાંભળશે.

**ચી૦**–તમારા ચાકર અને તમારા છોકરાની કોણ પરવા કરેછે જો મારી મરજીમા આવેતો તમારાં ઘરમાં જઇને બેસું અને મારૂં પો તાનું ઘર સમજું.

**મી૦ ડીવેર**–અરે બુઢી ચીકલેડ શું મેં તારા તરફ મારી સ ખાવત બતાવી નથી વારૂં ?

**ચીકલેડ**–હા ગયે વખતે જયારે હું અહીં આવી હતી ત્યારે તમો એ મને ધમકી આપી હતી.

ચારલસની માનો ચેરો ફીકો થઈ ગયો. એટલુંજ નહી પણ તેણીને ખાતરી થઇ ચુકી કે બુઢી ચીકલેડ ખામુખા તેણીને સતાવા નેજ આવી હતી, એમ કહી તે પોતાના દીવાનખાનામાં પાછી દાખલ થઇ.

ચારલસનીમા (પોતાના મનમાં) અરે હરામજાદી અને કારસ્તાની તેં તારા હલકા જાતી ખવાસનો મને અછો નમુનો દેખાડયો, તેં મારા ઉપર જુઠા આરોપ મુકવાની ધમકીનો **મારા ઊપર** એક પેગામ મોકલ્યો. કંઈ ફીકર નહી; હું તેની કંઈ દરકાર કરનાર નથી. એટલામાં ચારલસ આવેછે.

**ચા૦**–અરે માતાજી આજે તમે આવા અણોસરાં કેમ દેખાઓછો શું પેલી કમબખત બુઢી અહીં આવી હતી કે? અરે પ્યારી મા મને તો એમ લાગેછે કે એ કુતરીએ કંઇ પણ કારસ્તાન કીધું હશે. પણ તેની આપણને કંઇ પરવા નથી. પણ મેં તમુને આગળ નહી કહ્યું હતું કે ધર્મ કરતાં ધાડ આવશે એવી હીચકારી ઓરતો તરફ તમારે પ્રથમથીજ સખાવત નહીં દેખાડવી હતી.

**મી૦ ડીવેર**—વહાલા ચારલસ (ખરી વાત છુપાવીને) તે મારી પાસે મુદલ આવીજ નથી; કંઈ એક બીજાં કારણથી મારો જીવ બળ્યા કરે છે.

**ચા૦**—ત્યારે તો મા મને માફ કરજો, હવે જેમ બનશે તેમ હું તમોને ખુશી કરવાના કારણો આપીશ; એમ કહી ચારલસ અને તેની મા "રીજંટપાર્ક" તરફ ફરવા નિકળી પડયાં.

હવે આપણે "મી૦ સાઇસલી નીલ" વીશે આગળ વાત ચલાવીએ છીએ જે કે "એગનસ" અને ફ્લોરીબલ" ના દીવાનખાનમાંથી "વીનીફ્રેડ બારીંગટન" ની અગાઊ નિકળી પડી હતી.

રસ્તામાં ચાલતાં "સાઇસલીનીલ" ની નજરે એક અજાણી સ્ત્રી નજરે પડી, જે કોઇજ નહીં પણ પેલી કારસ્તાની "ચીકલેડ" હતી કે

જેને "સાઇસલી નીલે" પોતાની આંગળીના ઇસારાથી પોતાની પછવાડે આ યવા કહ્યું. તેઓ બંને જણાં એક ખુલ્લા મેદાનમાં જ્યાં કે તેઓને વાત કરવાને સવલ પડે ત્યાં આવી પહોંચ્યાં. એટલામાં "સાઇસલીનીલ" નો વીચાર તેણીની સાથે વાતચીત કરવાનો હતો તે બદલાઈ ગયો.

**સા૦**—(અજાણી થઇને) અરે બુઢી તું મારી પછવાડે શું કરવા આવી?

**ચી૦**-વાહવારે તમે ભલાં માણસ છો, શું તમે મને ઈસારો નહીં કીધો હતો?

**સા૦**—તું કોઇ ગળે પડુ દેખાય છે, માટે તું તારે રસ્તે ચાલી જા અને હું મારે રસ્તે ચાલી જાઉં. એમ કહી એ બંને જણીયો વચ્ચે કેટલીએક તકરાર થયા પછી તેઓ પોતાને રસ્તે ચાલી ગઇ.

---

# પ્રવેશ ૧૨ મો.

## સ્થળ એક મેહેલો (ગલી)

હવે આપણે "વીની ફ્રેડ બારીંગટન", જે કે "ફ્લોરીબલ" ના દીવાનખાનામાં શીવવાનું કામ લેવાને આવી હતી તેના વીશે આગળ વાત ચલાવીએ છીએ:—

**રાચેલ**—કેમ "વીનીફ્રેડ" તમારા બાપના કજીયાનું છેવટ શું આવવું ધારો છો તેમાં તેઓ ફતેહ પામશે કે?

**વી૦**—હા મને આશા છે.

"રાચેલ" અને "વીનીફ્રેડ" વચ્ચે વીનીના બાપના દાવા વીશે થોડી એક વાતચીત થયા બાદ વીનીફ્રેડ "એગનસ" ના દીવાનખાનામાંથી રજા લેઈ નિકળી પડી તે પોતાની સાથે સીવવાના સામાનની પેટી તથા તેણીને સીવવા આપેલાં કપડાંનું બંડલ બગલમાં મારી "સીડની વીલા"ની હદ

ના એક સોખંડની જાળીવાળા દરવાજામાંથી પસાર થાય છે તેવામાં **તેણીની નજરે** એક તરૂણ વયનો જુવાન તેની નજરે પડયો જેવો તે તેની નજરે પડયો તેવોજ તેણે તેને ઓળખી કાઢયો. આ જુવાન ગ્રહસ્થે "વીની" ની ખેરઆફીએતની ખબર પુછી અને તે તેને રસ્તે લાગ્યો. "વીની" પોતાને રસ્તે ચાલી જાયછે એટલામાં તે ઝાડોની ઘટાવાળી ગલીમાં આવી લાગી, જયાં પેલી કારસ્તાની બુઢી "ચીકલેડ" "વીની"નો હાથ પકડી ઉભો રાખી.

**ચી૦**—અરે બાઈ તમે મગરૂબ દેખાઓછો, રસ્તામાં ચાલતાં કોઇને સલામ પણ કરતાં નથી એટલી બધી મગરૂબી શા ઉપર રાખોછો ?

**વી૦**—અરે ચંડાલ હું તને ઓલખુ છું, તારા કુકર્મથી હું સારી પેઠે વાકેફ છું, મારો હાથ મુકી દે નહીં તો તને નુકશાન થશે.

આ પ્રમાણે તેઓ એક બીજા સાથે બાઝા બાઝી કરેછે, એટલામાં "ચારલસ" અને તેની મા આવી પહોંચેછે.

**ચા૦**—પ્યારી મા (આંગળીથી બતાવીને) જુઓછો કે પેલી કમબખત બુઢી તેની પાસે ઉભેલી નાજુક બદનની છોકરી સાથે કેટલી હુજત કરેછે ને તેણીને કેટલી સતાવેછે. એમ કહી બંને જણીઓને છુટી પાડી ચાલતો થયો. ચારલસની માએ આગળ ચાલવું સરૂ રાખ્યું હતું એટલે પાછળથી ચારલસ તેની ભેગો થઇ શકયો નહીં, એટલમાં તેણીની શોધમાંને શોધમાં તેજ ગલી તરફ પાછો આવવાની તેને ફરજ પડી.

ચારલસ જેવો ગલીના મધ્ય ભાગમાં આવ્યો તેવામાં જે જગોએ તેણે પેલી બે સ્રીઓને છુટી પાડી હતી તે જગોએ એક ભયાનક દેખાવ તેની નજરે આવ્યો.

બુઢી ચીકલેડ મરણાવસ્થામાં ચીતીપાટ પડેલીછે કે જેને બે પોલીસ અમલદાર બંને હાથ પકડી ઉઠાડેછે.

---

# પ્રવેશ ૧૩ મો.

## ખુન અને ગોનડાલ હામ.

પેહેલું તો ચારલસે એ જોયું કે ત્યાં એક બુઢી સ્ત્રીનું મુડદું પડેલુંછે.

**પોલીસ અમલદાર**—આ ખુંન આજ જગોએ થયેલુંછે એમાં કંઈ શક નથી, કારણ કે લાસની ગરદન ઉપર એક જખમનું ચીન્હ દેખાયછે.

**બીજો પો૦ અ૦**—હા હા તેમજછે, બુઢીનું કોઈએ ગળું કાપ્યુંછે.

**ચા૦**—થોડીવાર અગાઉ એક જુવાન સ્ત્રી અને આ બુઢી અહીં મારા મારી કરતાં હતાં અને તેઓને મેંજ મુકાવ્યાં હતાં, માટે મને તો એમ લાગેછે કે મોતનું કારણ તે એજ સ્ત્રી હશે.

**પો૦ અ૦**—ત્યારે તો મને સઘળી હકીકતથી વાકેફ કરો કારણ કે તમે જાણોછો કે તે સ્ત્રી કોણ હતી?

**ચા૦**—હું નકી કહેતો નથી કે તેજ સ્ત્રીયે આ બુઢીનું ખુન કીધું હશે.

**પો૦ અ૦**—નહીં નહીં તમે જાણતા હો તે કહો તે તમારે કહેવાની ફરજછે. શું તમોએ એ જુવાંન સ્ત્રીના મોઢામાંથી નિકળતા ધમકીના શબ્દો સાંભલ્યા હતા? તે પણ કહો.

**ચા૦**—હા મારે તે તો કબુલ કરવું જોઈએ કે તેમજ હતું; એ સ્ત્રી **ઊંચી કીશમનાં** એક દરજીની છોકરી જેવી લાગતી હતી, કારણ કે તેણીની બગલમાં શીવવાનાં કપડાં તથા શામાનની પેટી હતી, પણ તેણીનો દખાવ એવોતો હતો કે જાણે તે કોઈ કુલીન ગ્રહસ્થની છોકરી હોયની.

**પો૦ અ૦**—આ શીવાય કંઇ તમને વધારે માલુમછે?

**ચા૦**—તેઓ મારામારી કરતાં હતાં એટલું હું જાણુંછું ને બુઢીના હાથમાં વીંટી હતી.

**પો૦ અ૦**—વીંટી? અરે તું જો મળે તો મુદો સાબેત થયો. સાહેબ

જી ખરૂં કહોને વીંટી કેવી હતી? એમ કહી પોલીસ અમલદાર ચારલસને લાસના જમણા હાથની છેલી આંગળી બતાવેછે.

**ચા૦**—હા તેજ આંગળીમાં તે વીંટી મેં જોઇ હતી.

**પો૦ અ૦**—તમારો ઉપકાર માનવામાં આવેછે, પણ તે છોકરી કોણ હતી તે જરા બતાવો એટલે અમે સેહેલાઇથી તેને ખોળી કાઢીશું.

**ચા૦**—મને વધારે તસ્દી નહીં આપો તો હું તમને કહું છું કે તેણીનું નામ "મી૦ બારીગટન" બસ જે જાણતો હતો તે બધુ કહ્યું. હવે મને જવા દો, એમ કહી ચારલસે પોતાનું નામ ઠામ ઠેકાણું પોલીસ અમલદારને જાહેર કરવાને માટે તેણે પોતાના ગજવામાંથી એક છાપેલા હરફની ટીકેટ કાઢી પોલીસ અમલદારને હવાલે કરી પોતાને રસ્તે ચાલતો થયો.

રસ્તામાં ચાલતાં (પોતાના મનમાં) અરે આ દુનીયામાં કારસ્તાની કુકર્મી અને નીંદાયુકત સ્ત્રીયો જયારથી દુરાચરણમાં પડેછે ત્યારથીજ તેમની સ્થીતી માઠી હાલતમાં આવતી જાયછે. મેંતો નજરે જોયું કે આ બુઢી "ચીકલેડ" જયાં ત્યાં સારા સારા ગ્રહસ્થોની સ્ત્રીયોને ઠગતી અને નીર્લજની રીતે ખોટાં તર્કટથી સતાવતી તથા લોકોની નીંદા હમેશાં કરતી; આ સઘળાં કૃત્યનો તેને આવો લાભ મળે એમાં શું નવાઇ. દુર શું કરવા જાઊં, મારી પોતાની પ્યારી મા ઉપર શું તેણીયે થોડો શતમ ગુજારીયોછે. એમ વીચાર કરતો તે ચારલસ પોતાને ઘેર જઇ પહોંચ્યો.

**મી૦ ડીવેર**—કેમ બેટા કેમ ચેહેરો ઊદાસ છે?

**ચા૦**—કંઈ નહી મા, પેલી બુઢી.

**મી૦ ડીવેર**—બુઢી તે શું?

**ચા૦**—તેણીનું (બુઢી ચીકલેડનું) કોઇએ ખુંન કીધું.

**મી૦ ડીવેર**—બેટા ખરૂં બોલો છો કે જો જો ગપ મારતા નહીં?

**ચા૦**—નહીં નહીં ખરૂં છે, મને તો એમ લાગે છે કે આપણે ર

સ્તામાં ફરતાં ફરતાં પેલી જુવાન સ્ત્રી જેની સાથે એ ખુદી ટંટો કરતી હતી તેણીના હાથથીજ તેનું મોત થયું હોય, પણ કહેવાઇ શકાતું નથી.

**મી૦ ડીવેર**—બેટા કપડાં ઊતારો, જરા બેસો, ને આસાએશ લ્યો, હાથ મોઢું પાણી વતે ધુઓ અને ગ્લાસમાં તમારે માટે ઊંચી જાતનો વા ઈન રાખેલો છે તે પુરો કરો ને પછી હકીકત સાથે એહવાલ આપો.

ચારલસે તેની માના કહ્યા પ્રમાણે આસાએશ લીધી ને જે હેવાલ બ ન્યો હતો તે સઘળો ખરેખરો કહી દીધો.

આ વાર્તાનો ચાલતી વાતને ધ્યાંનમાં રાખવાને માટે વાંચનારા ઓને ભલામણ કરીએછીએ અને અગાઉ આપણે કહ્યુંછે કે મી૦ ટી મપરેલ પાછલાપોરની વખતે ચારલસની માની મુલાકાત લેવા જે વખતે આવ્યો હતો તે વખતે "જોનડોલહામ" નો મહેલ કેણી તરફછે એ ખબર મી૦ "ટીવેર" તરફથી મેળવ્યા પછે "સુબુરાન" નામની વીલા તરફ ટીમ પરેલ નિકળી પડયો, જે સ્થળ "બીલમૌંટ કોટેજ" થી એકજ મૈલ દુર હતું. "જોનડોલહામ" જાતે રાંડેલો હતો એટલે તેનો રહેવાનો મ્હેલ વીશાલ અ ને આનંદ યુક્ત નહતો. "જોનડોલહામ" ને એક છોકરો હતો તેની સાથે જુજ માણસો રહેતાં હતાં, તેની પદવી પ્રમાણે ઘોડાઓ ગાડીઓ તથા બી જો ઘણો ખટલો હતો. "ટીમપરેલ" જેવો "જોનડોલહામ"ના મહેલમાં જઇ પહોંચ્યો તેવોજ તેને આદર સત્કાર કરી એક સુશોભીત દીવાનખાનામાં રેશમી ગાલીચા ઉપર સાટીન જડેલા કોચ ઉપર બેઠક લેવાની ઇસારત કરી. "જોનડોલહામ" શીતેર વરસની ઉંમરનો હતો, જાતે માયાળુ અને ઠરે લા સ્વભાવનો હતો. "ટીમપરેલ" નાસ્તાની વખત જઇ પહોંચ્યો હતો એટલે જે ટેબલ ઊપર "બારોનેટ જોનડોલહામ" અને તેનું કુટુંબ નાસ્તો કરવા બેઠેલાં હતાં તેમાં "ટીમપરેલ" ને ભાગ લેવા "જોનડોલહામે" બોહોશ કરી. ટેબલ ઊપર સોનેરી કીનારથી જડેલું મખમલનું ટેબલ કવર પાથરેલું હતું જેની આસપાસ જરીના લુમખા લટકતા હતા. ટેબલ ઉપર ભાત ભાતની વસ્તુઓની રકાબીઓ ગોઠવવામાં આવી હતી. દરેક પરોણાની જમણી બા

જુએ ઊંચી જાતના શરાબના જામો ભરીને મુકવામાં આવ્યાં હતાં. ટુંકામાં ટેબલ ઊપરના પથરાએલાં ખાણાંનો દેખાવ એવો તો સરસ લાગતો હતો કે આદમજાતને રૂચી વગર પણ ખાવાને તેથી લાલચ થાય.

**જોન ડાલહામ**—આવો "ટીમપરેલ" તમે ભલે આવ્યા, તમે નાસ્તો કરી લ્યો પછી આપણે જરૂરના કામ વીશે વાતો કરીશું.

**ટીમપરેલ**—હું ગઇ કાલે પણ આવ્યો હતો પણ તમે બહાર ગયા હતા.

**જો૦ ડા૦**—હા તેમજ હતું, પણ તમે નવીન ખબર શું લાવ્યા છો? તે તો કહો.

**ટી૦**—તમારા કહેવા પ્રમાણે હું તો બુઢાને મારી ફરજ પ્રમાણે કહી ચુકયોછું. પણ તે માને એવો ભરૂસો મને નથી પડતો.

**જો૦ ડા૦**—પણ તેનો ચહેરો કેવો દેખાએ છે? મને તો લાગે છે કે તે ઘણા દીવસ જીવવાનો નથી.

**ટી૦**—(ઠંડા પેટથી) અરે સાહેબ તેના મનમા તો ખાતર જુમા છે કે બીજી મુદતપર તે કજીઓ જીતશે.

**જો૦ ડા૦**—હા હા ત્યારે તો અલબત તમે તેને એવી આશા પાર પડવાની હીમત આપતા હશો અથવા તેનો કજીયો સારો છે એમ કહેતા હશો?

**ટી૦**—એમતો કંઈ નથી, પણ કજીઓ આગળ ચલાવવાની તેની મેં મરજી જોઇ તેથી પ્રતીજ્ઞા તથા મુદા પત્ર એવી રીતે તૈયાર કરવાનો હુકમ આપ્યો છે કે તેથી તેને લાભ ભાગ્યેજ મળે.

**જો૦ ડા૦**—(હાથ ઘસતો ઘસતો) ખરૂં ખરૂં તે લુચા બુઢાને તેનો હક નહીં મળવા દેતાં જેલમાંજ રહેવા દેવો તેને માટે હું ભીખારી નહી થાઊં પણ ઘરમેળે પતવાની વાતનું શું થયું?

**ટી૦**—મેં તેને $\frac{1}{3}$ સુધી પતવવા કહ્યું હતું પણ તેમ તે નહી કરશે એમ તે કહેતો હતો. મેં તેને તેના બાલ બચ્ચાં સારૂ ખોરાકીને

માટે પતાવવા આરજુ કીધી હતી પણ કંઇજ નહી તે તો સઘળું મીથ્યા ગયું.

**જો૦ ડા૦**—ત્યારે તમે બારીંગટનથી દગો રમો છો એવો તેને કંઈશક નહીં હશે ખરૂં કે?

**ટી૦**–નહીં નહીં તે મને પોતાનો પ્યારો મીત્ર ગણેછે. નવા દસ્તાવેજો તઈયાર કરી મોકલવાને મેં તેને કબુલાત આપીછે, પણ ધાસ્તી લાગેછે કે તે ઉપર બારીગંટન પોતાની સહી કરવા અગાઉ તેના ગેરલાભના મુદાઓ ફે રવી નાંખશે, કારણ કે કાયદાનું તેને સારૂં જ્ઞાન છે અને વળી તેથી કદાચ તે એમ પણ કરશે કે કોરટ છેલો ફેંસલો આપે ત્યાં સુધી તમારો કજીઓ મુલતવી રાખવાને તમારા વકીલે જે કારણો બતાવ્યાંછે તે ગેરવાજબી ગ ણી કાઢશે.

**જો૦ ડા૦**–ફીકર નહી કરો, તમારી ખોળી કાઢેલી યુકતી ઉપર ભરૂસો રાખો; એમ કહી બારોનેટે (જોનડાલહામ) ટીમપરેલ સોલીસીટરના હાથમાં નાણાંની થોડીએક બેંક નોટો મુકી દીધી જે તેણે પોતાના ગજ વામાં મુકી સલામ કરી ચાલતો થાયછે.

**જો૦ ડા૦**—જરા સબુર કરો, સાંભળો મેં તો જાણ્યું હતું કે બુ ઢો બારીંગટન ભુખે મરતાં મને શરણ થઇ જે હું આપીશ તે લેશે, પણ તેને આ શું થયું તેણે તો મારી સામે લડવાની ઉલટી બાથ ભીડી. દી લગીરી છે.

**ટી૦**—તમે જાણોછો કે હમણાં તો તેને તેની છોકરી તરફથી સારો અશ્રય મળ્યોછે. તે શીવવાનું કામ કરેછે ને બુઢા બારીંગટનને જોઇતી ચી જ પુરી પાડેછે. તે શીવાય તે સદગુણી છે અને બીજા ઉદાર ગ્રહસ્થ તરફથી પણ તેને આશ્રય મળેછે.

**જો૦ ડા૦**—અરેરે ત્યારે તો થઇ ચુક્યું, જ્યાં સુધી એ બુઢો ભુ ખે નહીં મરે ત્યાં શુધી તે શરણ થાય નહી માટે ઇલાજ માત્ર એ રહ્યોછે કે વીનીને તેના ધંધાથી કોઇ પણ રીતે ચુકાવવી એટલે બુઢાને ખાવાનું

ક્યાંથી મળશે એટલે ત્રીજાને બદલે છઠો સાતમો ભાગ પણ લેવા કબુલ કરશો.

**ટી૦**—ત્યારે એ રસ્તો કેમ કાઢવો? પણ ફીકર નહી મારાથી બન શે તેટલી મેહેનત હું કરીશ; એમ કહી ટીમપરેલ રજા માંગેછે.

**જો૦ ડા૦**—સબુર સબુર તમે હાલમાં કોઇ વખતે મારા છોકરાને મળ્યાછો?

**ટી૦**—કવચીતજ, માત્ર રસ્તામાં ચાલતાં સલામ વ્યવહાર બીજું કંઇ નહી.

**જો૦ ડા૦**—જો જો હો આપણા બંનેની વચમાં જે વાતચીત ચાલે છે તેની તેને કંઇ ખબર પડવી નહીં જોઇએ કારણ "રોલીગ" ઘણો અજા એબ જેવો માણછે જેના વીશે મેં તમને અગાઉ કહેલુંછે.

**ટી૦**—મારા મોઢામાંથી એ વીશે એક શબ્દ પણ તેની પાસે નીકળવાનો નથી.

**જો૦ ડા૦**—વારૂ ત્યારે ઠીકછે. પણ મારા પ્યારા "ટીમપરેલ" ખાતરજુમા રાખજો એ બુઢાને હું દુનીયાં પાર મુકીશ, યાને તો આ દુનીયાંનો હું ત્યાગ કરીશ તોપણ આ કજીયો હું જીત્યા વગર કદી રેહેવાનો નથી, અને મારા મનમાં દુખદાયક વિચાર ઉત્પન થાયછે કે જો કદાચ મારૂં અકાળ મૃત્યું થયું તો બેશક મારો છોકરો હારી જશે. બુઢો બારીંગટન મારી મીલકત છીનવી લેશે, મારા કુટુંબને તારાજ કરશે, મારો છોકરો ભીખારી થશે, અને મારા મેળવેલા વારસામાંથી તેને એક શીલીંગ પણ નહીં મળે. માટે "ટીમપરેલ" હવે જેમ જલદી બને તેમ બારીંગટનની છોકરીની ઉપજીવીકા બંધ કરવા રસ્તો શોધી કાઢો અને બારીંગટનને ભુખે મરવા દો, પણ કહેવતછે કે "પોતાના પગમાં ઉગતી ઘાસ જલદી ચુંટી નાખવું" માટે બનતી મેહેનત કરો,

**ટી૦**—બારોનેટ સાહેબ ભરૂસો રાખો, એમ કહી "ટીમપરેલ" "જોનડોલહામ" નો રંગમહેલ મુકી ખુલ્લા મેદાનના ખેતરોના રસ્તામાંથી

પસાર થાતો ચાલ્યો જાયછે, એટલામાં "જોનડોલહામ" નો છોકરો દુરથી તેને રસ્તામાં દેખેછે. "ટીમપરેલે" વીચાર કીધો કે "જોનડોલહામ" ટીમપરેલની પછવાડે જોયા કરેછે. ટીમપરેલના મનમાં છેલ્લી વખતની વાત ચીત વીશે વીચાર આવતાં "જોનડોલહામ" ની નજરથી જલદી અદર્શ થઇ જવું દુરસ્ત ધારયું એટલે એક ગંજાવર વાડમાંથી તેને જવા જેટલો મારગ મળ્યો.

---

# પ્રવેશ ૧૪ મો.

## ગુન્હાનો આરોપ.

હવે આપણે મીસ વીની ફ્રેડ બારીગટન જે કે બુઢી ચીકલેડના પંજામાંથી છટકી પોતાના સીવવાના કપડાંની પેટી તથા સામાન સાથે ઘેર આવી પોહોંચી હતી. તે વીશે વાંચનારાઓનું ધ્યાન ખેંચવા માગીએછીએ. જેવી વીની એક "ઓમનીબસમાંથી ૧" ઉતરી પોતાના દીવાનખાનામાં દાખલ થઇ તે વખતે "વ્હાઇટક્રાસ" ગલીની ઘડિયાળમાં સાહાડાચારનો ટકોરો થયો હતો. ઘરમાં દાખલ થતાં વીનીની સખી મીસ સ્લેટર પુછેછે.

**સ૦**—કેમ પ્યારી વીની તમારા ચેહેરા ઉપર અજાએબી અને દીલગીરી જોવામાં આવેછે? એમજ છેકે?

**વી૦**—નાના કંઇજ નથી. એમ કહી વીની પોતાના માળ ઉપર ચાલી ગઈ.

(સ્લેટર પોતાના મનમાં) અરેરે! વીનીનો ચેહેરો મને ઉદાસ લાગેછે કાંઈ નવું જુનું થયું તો હશેજ, બેહેતર છે કે હું વીની પાશે માળ પર જાઉ અને શું કારણ છે તેની તજવીજ કરૂં.

---

૧ ઘણા ઉતારૂઓ લેનારી ઘોડા ગાડી.

એટલામાં સાંમા દરવાજાનું બારણું કોઇએ પોકાર મારીને ઠોકયું. મીસ્ટેસ સ્લેટરની દાસીયે ગભરાટમાં આવી દરવાજો ખોલવાનો વિચાર કીધો, એવામાં સ્લેટરના કાન ઉપર બે કદાવર માણસના જોસ ભર ઉપડતાં પગલાંનો અવાજ આવ્યો; એ બે માણસોના મોડાંમાંથી ભયા નક શબ્દો હેવા નિકળતા હતા કે "આટલામાં મીસ બારીંગટન રહેછે ?"

**ચાકરડી**—હા, અંહી રહેછ.

**જાસુસ**-કયા માળપર !

આ બે પોલીસ અમલદાર હતા. વાંચનારાને હમે જણાવી ચુક યા છીયે કે બુઢી ચીકલેડનું મડદુ જયારથી પોલીસના હવાલામાં આવ્યું ત્યારથી ચારલસના બતાવેલા પત્તા પ્રમાણે પોલીસ મીસ બારીંગટનની સોધમાં દોડમદોડ કરી રહી હતી. એટલામાં વળી પોલીસને કોઇયે એવી ખબર આપી કે મીસ બારીંગટન સીડની વિલામાં રહેનારી એ ગનસ ને ફ્લોરીબલના કપડાં સીવવા જાયછે માટે વીની તમોને ત્યાં મ ળશે. એવું સાંભળતાંનેવાર પોલિશના એક જાસુસે તે તરફ રસ્તો લી ઘો. એગનસના દિવાનખાંનાનું બારણું ઠોકતાંને ૧૨ રાચેલ નામની ચા કરડીયે બારણું ખોલી કોની ખબર પુછોછો એવું કહ્યું; આએ વખતે પોલિ શના જાસુસની આસપાસ ઘણા માણસો ભેગાં થયેલાં હતાં.

**પો૦ જા૦**--તમારે ત્યાં મીસ બારીંગટન આવી છે ?

**રા૦**--કેમ તેનું શું કામ છે? તેતો અહીંથી કયારની ગઇ છે.

**પો૦ જા૦**—એક બુઢી ઓરતનું ખુન થયું છે, અને એવું કર પીણ કામ કરનાર મીસ બારીંગટન છે એવો પત્તો મળ્યો છે.

(એગનસ અને રાચેલ પોતાના મન સાથે) અરેરે ! ગરીબડી વીની ઊપર આ સેતમ ! આ આફત ! આ ગજબ ! અરે ! વીની તારા ઊપર આફત આવી તારી દ્રવ્યહીન સ્થિતીના મ્હોટાં દુઃખ ઊપર આ અગ્ની નો ડાહામ મુકાય છે તોબાહ ! તોબાહ ! અરે પરમેશ્વર ગરીબ બિચારી વી નીને આફતમાંથી છોડાવે.

આપણે આગળ કહ્યું છે કે મીસ બારીંગટન ઊપલા માળપર રે તી હતી ત્યાં બે પોલીશ અમલદારો એકદમ ચડી ગયા. આ વખતે મીસ બારીંગટનના ચ્હેરા ઉપર અજાએબી, દીલગીરી અને ભય કેટલો હશે તે લખવાની ગ્રંથકારની કલમમાં મુતલગ શકતી નથી.

**૨૧૦**—વીનીની ટેબલ ઊપર એક હીરાની વીંટી પડેલી હતી તે વીંટીમાં એક હીરો તથા તેની આસપાસ ચાર મોતી જડેલ હતાં.

**પો૦ જા૦**—વાહ વાહ (હાથમાં વીંટી લઇને) ભલો મુદ્દાનો માલ હાથ લાગ્યો છે.

**વીની**—અરે પરમેશ્વર હું નીરપરાધી છું (એમ કહી વીની પોલીસના જાસુસના બે પગ વચ્ચે માથું મુકી માફ માગે છે) ખરેખાત હું બે ગુન્હા છું. એ વીંટી મને પાછી આપો કારણ કે તે કિમતવાન છે અને તેવી વીંટી મને ગરીબને ફરી મળનાર નથી.

**પો૦ જા૦**—હા તેતો અમે જાણીયે છીયે. હમે અંહીયા તેજ કારણને માટે આવ્યા છીએ. માટે છોકરી તમે ઊઠો, ખોટી નહી થાઓ તમારા કાંઇપણ ખરાં કિંવા ખોટાં કારણો આ વખત નકામાં છે, તમારે ચોકી સુધી આવવું જોઇએ.

એમ કહી એક પોલીસ જાસુસે વીનીનો એક તરફનો હાથ પકડયો, ને બીજાએ બીજી તરફનો હાથ પકડી વીનીને ધક્કો મારવા માંડી અને વીનીની શાલ અને બોનેટ વીનીને ઓઢવા આપ્યાં.

**પો૦ જા૦**—બાઇ તમે જલદી ચાલો, તમો નહી આવશો તો તમોને જબરીથી લઈ જવામાં આવશે.

**વીની**—કયાં ?

**પો૦ જા૦**—કેદમાંજ તો.

**વીની**—અરે પરમેશ્વર ! મારા ગરીબ ડોસાની શી વલે ?

ઉપરના માળપરથી વીનીને નીચે ઉતારવામાં આવી. એટલામાં દરવાજા પાસેથી એક ખાલી ગાડી જતી હતી તે પોલીશના જાશુશે ઉભી

રાખી, વીનીને અંદર બેસાડવામાં આવી અને તેને પોલીશના સ્ટેશન તરફ લઈ ચાલ્યા આ વખતે વીનીના દરવાજા પાસે તમાશગીરોની ઠઠ મળી હતી.

મીસ્ટ્રેસ સ્લેટરના પણ જાણવામા આવ્યું કે તેની વાહાલી બેન પણી વીનીના નામપર પેલા બે કદાવર માણસોએ પોકાર મારયો હતો તે કોઇજ નહીં પણ પોલીશના જાસુશો હતા અને તેઓ વીનીને પોલીશ સ્ટેશનપર લેઈ ચાલ્યા, પણ "સલેટર" (પોતાના મનમાં) મને એવું તો લાગેછે કે વીનીને ભુલથી પકડી લઈ જવામાં આવીછે પોલીશના જાસુસો નામ અથવા ઠેકાણું ભુલી ગયા હશે. સલેટર આવો વીચાર કરેછે એટલામાં તેને વધારે ખબર મળી કે વીની ઉપર ખુંનનો આરોપ મુકવામાં આવ્યોછે અને તે એક ભયંકર આફત નીચે આવી પડીછે. આ ખબર સાંભલી સ્લેટરના મનમાં દીલગીરી પેદા થઇ ને તેની વાહાલી શખીની આવી હાલત થઈ તેથી તેની આંખોમાથી આંસુની ધારા ચાલી નીકળી. તે કહેછે "અરે ! વાહાલી વીની આ ખબર શું ખરેખરા હશે !" (હાથ પછાડીને) એમ કહી નીસાસા મુકતી તેની છાતી ફરી ભરાઈ આવી, તેણીના ગોલાબ જેવા ગાલ ફીકા થઈ ગયા.

**સલેટર**—(દાશી સાંમુ જોઇ આંખમાથી આંસુ લુછી) અરે ! પરંપરાથી આ ઘર આબરૂદાર ગણાએછે, આવું કલંક આ દરવાજાના અંદર દાખલ થયું નથી.

**દાસી**—ખરી વાત કોહો છો શેઠાણી, પણ વીનીના બુઢા બાપાની હવે શી વલે ? એનો તમે શું વીચાર કરયો. બાકી વીનીનું તો જે થવું હશે તે થશે.

**સલેટર**—વીનીનો બાપ મારા પ્રાણ કરતાં વાહાલોછે, વીની આ હાલતે પોંચી તેથી બુઢા બારીંગટનને શા માટે સોસવું પડે. હું હું હું તેને માટે જોઈતી સઘળી ચીજો પુરી પાડીશ.

**સલેટર**—આટલું બોલતાનેવારજ દાસી પાસે એક ખાલી ટોપલી

મંગાવી તેમા એક ઊંચી જાતના દારૂની બાટલી, સુંદર "કેક૧" (જે કે તેણે પોતાની ખુસીની વખતમા ખાવાને માટે બનાવ્યું હતું) તે તથા બેએક જામ ના વાસણો શીવાય બે અથવા ત્રણ સારી સારી વાનીઓની રકાબીઓ એ સઘળું ટોપલીમાં ભરયું. સલેટરે રાખેતા પ્રમાણે બાહાર જવાના કપડાં પેહેરયાં અને બુઢા બારીંગટનના કેદખાના તરફ તે ટોપલી લઇ ચાલતી થઇ; રસ્તામાં ચાલતાં તેને તેણીની ઓળખીતી સખીઓ મળતાં અને તેને વીનીના ઉપર ભંયકંર ગુનાનું દોસણ વીશે પુછતાં, જો કે સલેટરને મસકરી અને ટાએલાં કરવાનો ચાલ ઘણો હતો તોપણ આ પ્રસંગે વીનીની બાબતમાં તેણીનો ચેહેરો ઉદાશ થઇ જતો અને જેઓ તેણીને વીની વીશે પુછતાં તેઓને "વીની નીરપરાધીછે" એ શીવાય બીજો કંઈ જવાબ દેતી નહી, થોડી મીનીટમાં સલેટર કેદખાને પોંચી, જાહાં પહેરેગીરો પણ વીની વીશે વાત કરતા હતા તે તેણે સાંભળ્યું, પણ અશુર ઘણું થઇ ગયું હતું કે જેથી જરૂરના કામ શીવાએ કેદખાનાની અંદર કોઈને દાખલ કરી શકાએ તેવું નહોતું. પહેરેગીરે સલેટરના હાથનાંથી ટોપલી લીધી ને તે બુઢા બારીંગટનને અંદર પોહોંચાડી દીધી.

**સલેટર**—(પહેરેગીર સામું જોઈને) મારે બુઢાને કંઇ અગત્યનો તેમજ દીલગીરી ભરેલી ખબર કેહેવીછે માટે મારી તેની શાથે મુલાકાત કરાવો.

**પહેરેગીર**—બાઇ તમે જરા સબુર કરો, તે થોડાવારમાં અહીં આવશે. એમ કહી સલેટરને પહેરેગીરે આંગળીના ઇસારાવતે એક બાંક ઉપર બેસવા કહ્યું. (એટલામાં બુઢો બારીંગટન આવેછે.)

આ બુઢો સલેટરને સારીપઠે ઓળખતો હતો; કારણ જ્યારે ત્યારે રવીવારને દીવસે તે વીની સાથે બુઢાને મળવા કેદખાંનામાં આવતી, એટલું જ નહી પણ સલેટર પોતાની તરફથી પણ કાંઈ સ્વાદીષ્ટ ચીજ બુઢા વાસ્તે લઇ આવતી. આ પ્રમાણે હોવાથી સલેટરને જોતાં બુઢો કાંઇ અજાયબ

૧ એક ખાવાનો પદાર્થ

થયો નહોતો; કારણ સલેટર વખતે વખત તાંહાં આવતી, તેમ વીનીની ગે રહાજરીના સબબથી બુઢાના મનમાં કાંઇ શક પણ ગયો નહોતો. બુઢો બારીંગટન સલેટર સામું જોઇને કહે છેઃ—

**બા૦**—ઓ મારી પ્યારી મીત્ર તમે આજ પણ બુઢાને ભુલી ન થી ગયાં ખરૂં કે? પણ ફીકર નહી મારી વખત હજી હવે આવશે, કજી એ બીજી મુદતપર મુલતવી છે ને તે વખત હું ઝીત્યા પછી દોલતવાન થઇશ ત્યારે સલેટર તારા ગુણ હું તુરત ઇઆદ લાવીશ.

**સ૦**—હું તેવીજ આશા રાખું છઊં સાહેબ, પણ શ્રીમંતાઈમાં સુ ખ હમેશ રહેતું નથી, એટલુંજ નહીં પણ તેમાં ઘણા વીઘનો આડાં આ વે છે.

**બા૦**—હા, પણ તેવાં વીઘનો મેં પા સઈકા સુધી ભોગવ્યાં. માટે દુખનો અંત હવે આવવો જોઇએ.

**સ૦**—પણ એ વાત પરમેશ્વરના હાથમાં રહેલી છે. સેતારાની ગી રદશા અકસમાત આવી પડે છે.

**બા૦**—વાહાલી છોકરી એવું શું બોલો છે, આપણા પોતાના કમ નસીબને માટે પરમેશ્વરનાં પવીત્ર નામને દોશ શાસારૂ દેવો. પણ હવે તો થોડીવારમો બીજી મુદત નજીક છે. હું અને મારી વાહાલી વીની તાલે વન થઈસું. મારી વાહાલી વીની ગાડી ઘોડા મન ગમતા પસંદ કરશે ને ઝવેરાત પેહેરી ગાડીમાં બેશી ફરયા કરશે.

એટલે સલેટરની છાતી ભરાઇ આવી ને આંખોમાંથી આંસુની ધારાચાલી.

**બારીગટન**—અરે પરમેશ્વર વળી શું નખોદ વળ્યું, શું મારી વીનીને કાંઈ થયું છે? બોલો! બોલો! વીની કાંઇ આજારી છે? તમોએ ડાકટરને બોલાવા મોકલ્યોછે?

**સ૦**—અરેરે જે થયું છે તે ખરેખરૂં બોલતાં મારી છાતી ભરાઈ આવે છે, મારાથી બોલાઇ શકાતું નથી. વીની નીરઅપરાધી છે! નકી બે ધુના છે!

**બા૦**—શું શું તમે શું બોલ્યાં નીરપરાધી એટલે શું ? ફરી બોલો.

**સ૦**—હા ખાતરીથી કહું છું કે તે નીરપરાધી છે. મેં પોલીસના જાસુસને પણ કહ્યું છે.

**બા૦**—(ધ્રુજંતો ધ્રુજતો) પોલીસ જાશુસ, એટલે શું ? તમે મારી વીની વીશે કાંઇ વીરૂધ બોલે છે. (બારીંગટન પોતાના મનમાં) હાય હાય મારા નસીબ ફુટી ગયાં, મારી કમબખ્તી આવી.

**સ૦**—હા હા ભયાનક આફત આવી છે, બાપા ધીરજ રાખજો. જે ખબર કહીશ તે તમારા દીલમાં જખમ કરનાર છે.

**બા૦**—તમે શું કેહેવા માગો છો ? માથાથી તે પગસુધીમાં આખું શરીર ધ્રુજવા માંડ્યું, ત્યારે શું વીનીને પૈસાની લેવડ દેવડમાં કાંઇ તકરાર થઇ છે.

**સ૦**—નહીં નહીં, આ આફત તો ભયંકર છે. વીની ઉપર જે આરોપ મુકવામાં આવ્યોછે તે બીકટ છે; પણ તે નીરઅપરાધી છે.

**બા૦**—પણ તમે શું બોલોછો (ગદ ગદ કંઠે) મારી વીનીને ખુની ઠરાવવા માગે છે. એમ કહી બારીંગટન બેશુદ્ધ થઇ ગયો. આશરે અરધી કલાક સુધી તે એક શબ્દ પણ બોલી શકયો નહી. આખરે શુદ્ધિમાં આવ્યો અને તે કહેછે "અરે ! વીની, હું તારી પાસે આવીશ, મારી દુખની અવસ્થામાં તેંજ મારો બચાવ કીધોછે; તેંજ મારો નીભાવ કીધોછે, તેંજ મારી ખબર લીધીછે; ટુકામાં સઘળો દીલાસો તારા તરફથીજ મને મળેલોછે, ત્યારે અરે વીની ! તારી દુખની વખતમાં શું તારો બાપ તારા તરફ નીમકહરામીપણું દેખાડે" એમ કહી બારીંગટનની આંખમાંથી પાંણીની ધારા ચાલી. અરે પરમેશ્વર ! મારા પ્રાણ થકી પ્યારી વીનીનું મુખ દેખાડવા મને તું એક વખત તક આપ; એમ કહી વીનીની બેન પણી સલેટર જે કે બારીંગટનને માટે ખાવાનું લાવી હતી તેને બારીંગટને છાતી સાથે દાબી.

**સ૦**—તમે બહુ દીલગીર નહીં થાઓ ડોસા, મારાથી બનશે

તેટલી હું વીનીને મદદ કરીશ, વીની પાસે જવાની વાત તમે ભુલી જાઓ કાંકે તમે કેદી છો.

**બા૦**—અરે પરમેશ્વર તેતો ખરૂંજછે, મારાથી નહી જઇ શકાય. આ કેવું ભયંકર સ્વપનું, આ કેવો મોતનો ઠાંસો, અરે વીબી! વીની! વીની! અરે વીની! તું કયાંછે? તું એક કેદખાનામાં અને હું બીજાં કેદખાનામાં એવુંજ બન્યું કે, અરે દૈવ! બસ થઇ ચુકયું. મારી કમબખ્તી આવી. આટલી માઠી ખબરથી મને ગાંડો થઈ જવાનો સંભવ છે, અરે ફીરસ્તાઓ! મારી વીનીને બાલ્યાવસ્થામાં મારી પાસેથી ઝુટી ગયા હોતતો મને આટલું દુખ થાત નહીં, આતો હવે "પીલુ ટાણે ચાંચ પાકી" મારી અંધા લાકડી ભાંગી ગઇ "આંધળાને એકજ આંખ તેબી ફુટી ગઇ" પણ તેતો ખેર, પણ મારી સંભાળ કોણ લેશે? તારો કાકો અને ભાઈ ભર દરીએ મુસાફરીમાં છે, હું તારી પાશે આવી શકતો નથી, તેમ તું પણ મારી પાસે આવી શકીશ નહી. ગંજાવર લોઢાના સરીઆઓ અને ભોગળ(આગળીયો) ના અંદર મને બંધ કરેલોછે. તેમજ તુંને પણ બંધ કીધી હશે. અરે દુષ્ટ ફીરસ્તાઓ આંધળાની એક આંખ શું કરવા ફોડી નાંખોછો?

બુઢાનો શોક અને કલ્પાંત એટલોબધો વધી ગયો કે તે જોવાને તમાસગીરોની ઠઠ મળી અને સઘળાઓની આંખમાંથો આંસુની ધારા ચાલી નીકળી. બુઢો ઘેલાપણામાં વીની પાસે જવા તૈયારી કરેછે એટલામાં તેને સલેટરે પકડી રાખી પેહેરેગીરના હવાલે કીધો અને પેહેરેગીર તેનો હાથ પકડી કેદખાનામાં લઇ ગયો. આની તરફ સ્લેટર બુઢાને શોકાતુર હાલતમાં મુકી ચાલી નીકળી પણ તેણે વીનીને મદદ કરવાનું બુઢાને જે વચન આપ્યું હતું તે તેની છાતીપર કોતરાઇ રહ્યું હતું. સલેટર પોતાને ઘેર આવી ગાડી ભાડે કરી જે પોલીસની ચોકીમાં વીનીને કેદ રાખવામાં આવી હતી તે તરફ તે ચાલી નીકળી. ચોકીના દરવાજા પાસે એક પહેરેગીર નાગી તરવારથી ફરતો હતો તેને સલેટરે સલામ કીધી.

**સ૦**—સલામ કરીને સાહેબજી મને રજા હોય તો હું અરજ ગુજારૂં?

પે૦—તમારી અરજ તમારા કહેવા અગાઉ મારા સમજવામાં આવીછે કે તમે એક ગુન્હેગાર ઓરતને મળવા આવ્યાંછો.

સ૦—હા સાહેબ મને ખાતરીછે કે તે બેગુન્હાછે અને મારા ધારવામાં તેને ભુલથી પકડવામાં આવીછે.

પે૦—એ સઘળી વાત તમે ભુલી જાઓ, ખુંન ચોકસ થયુંછે અને ખુંન થયા અગાઉ તે આ ઓરત અને મરનાર સાથે મોટો ઝગડો થયો હતો તે સાથે વળી મુદ્દાનો માલ જે કે વીંટી મરનારના હાથમાં હતી તે તોહમતદાર પાસેથી મળી આવેલીછે.

સલેટરના સાંભળવામાં આટલી વાત આવવાથી તેને શક ગયો અને ધારયું કે રખેને વીની ગુન્હેગાર હોય તોપણ સલેટર ઇન્સ્પેકટર સામુ જોઇને તમે કહ્યું તેમ હોય તોપણ વીની એવો ગુન્હો કરવા કોઈપણ ઠેકાણે બાહાર ગઇ નથી.

ઇ૦—તમારો પુરાવો અગત્યનોછે અને જો તમે જાણતાં હો તો સઘળું તમારે કહેવા મરજી હોય તો આવતી કાલે પોલીસ ઓફીસમાં આવવું અને તમે નહી આવશો તો તમને પકડવાનું વારંટ કાઢવામાં આવશે અને તમને માજીસ્ટ્રેટના રૂબરૂમાં જબરાઇથી લઇ જવામાં આવશે.

સ૦—અરે મેં શું ગુન્હો કર્યોછે કે મને લઇ જવામાં આવશે? એમ કહી સલેટરનો ચેહેરો ફીકો થઇ ગયો. વળી તે ઇન્સ્પેકટરને (સુધીમાં આવીને) કહેછે કે મારી ફરજ હશે તે હું કરીશ પરંતુ તમે ચોકીના અંદર બેઠેલી વીનીને ખબર આપો કે તમારી સખી સલેટર તમને મળવા આવીછે, તેણે તમારો દુખદાયક એહવાલ તમારા બાપને કહ્યાથી તેઓ ઘણા કલ્પાંત કરેછે.

પોલીસ ઇન્સ્પેકટરે આ સઘળી ખબર સલેટરના કહેવા પ્રમાણે વીનીને કહી અને પછી તે પોતાના ઘર તરફ ગાડીમાં બેશી રવાના થઇ.

હવે આપણે આ વાત એટલેસુધી રાખી વીનીફ્રેડ બારીંગટન જેને

કે બે પોલીસ અમલદારો પકડી ગાડીમાં બેસાડી લેઇ ચાલ્યા ગયા તેની શી હાલત થઇ તે ઊપર વાંચનારાઓનું ધ્યાન ખેંચીએ છીએ.

ગરીબ બીચારી વીનીને જ્યારે પોલીસની ચોકીમાં બેસાડવામાં આવી તે વખતે તેના મનમાં દીલગીરી કેટલી પેદા થઇ હશે? તથા તેણીના બાપા બુઢા બારીંગટનની હવે પછી કોણ સંભાળ લેશે? એ વીશે તેણીના મનમાં કેટલી ચીંતા ઉપ્તન્ન થઈ હશે તેનો ચીતાર વાંચનારાઓની નજરે આપો આપ દેખાશે.

---

# પ્રવેશ ૧૫ મો.

## તપાસ.

ચીકલેડના ખુન વીશેની દુખદાએક ખબર શહેરની ચારે બાજુએ ફેલાઇ ગઇ. ખુંનને લગતી તાજી હકીકતને માટે ન્યુસ પેપરોની બીજી આવૃતી કાઢવામાં આવી. વર્તમાન પત્રોના વધારાઓ છાપખાનાના પરચુરણીઆ નોકર લોકોના હાથમાં થોકે થોક જોવામાં આવતા અને કરપીણ કર્મ કેમ થયું હશે તે જાણવાને માટે રસ્તામાં ચાલનારાઓ એકેક પેની ગજવામાંથી કાઢી આપી ન્યુસપેપરો ખરીદ કરતા ચીકલેડની લાસ ઓળખવામાં આવી, અને તે વીશે ન્યુસપેપરમાં નીચે બતાવેલી હકીકત આપેલી હતી જે આપણા વાંચનારાઓને માટે પ્રગટ કરવાની જરૂર થાએ છે.

વીનીને પહેલે તો જેવી ગાડીમાંથી ઉતારવામાં આવી તેવીજ એક ઇનસપેકટરના હસ્તગતમાં આપવામાં આવી. કચેરીની આસપાસ તમાસગીરોની એટલી તો ઠઠ મળી હતી કે તેઓનો બંદોબસ્ત રાખવાને માટે વધારે પહેરેગીરો રાખવામાં આવ્યા હતા. માજીસ્ટરેટની કચેરી પાસેની જે ચોકીમાં વીનીને બેસાડવામાં આવી હતી તે ચોકી કચેરીથી ઘણીજ ન

જીક હતી, વીનીના ચહેરા ઉપર દીલગીરી અને હીમત જોવામાં આવતી કારણ તેણીનું અંતઃકરણ નીરપરાધી હતું.

પોલીસની કચેરીમાં હાજર થવા વીનીને ચોકીમાં બેસાડવામાં આવી હતી તેને આસરે વીશેક મીનીટ નહી થઈ હશે તેટલામાં કોરટનો વડો જમાદાર પોકાર મારી "વીનીફ્રેડ બારીંગટન"—પહેરેગીર, સાહેબ હાજરછે એમ કહી વીનીને માજીસ્ટ્રેટની કચેરીમાં લઈ જવામાં આવી. સઘળા તમાસગીરોને કચેરીમાં બેસવાની છુટ હતી. સઘળાઓની નજર વીની ઉપર જતી; વીનીને કેદીના પીંજરામાં ઉભી રાખવામાં આવી. માજીસ્ટ્રેટે પોલીશની તજવીજના કાગળીયાં મંગાવ્યાં.

વીનીનો બચાવ કરવા મી૦ ટીમપરેલ નામનો વકીલ હાજર થઇ માજીસ્ટ્રેટને "મારા લારડ" હું વીનીનો બચાવા કરવા આવ્યો છઉ માજીસ્ટ્રેટ બહુ સારૂં.

સાહેદોના નામ બોલાવવામાં આવ્યાં અને તેઓ સઘળાને એક અલાયદી કોટડીમાં બેસાડવામાં આવ્યાં.

---

## વરતમાન પત્રમાં છાપેલી હકીકતની નોધ.

"ડોરોથી ચીકલેડ નામની બુઢી સ્ત્રીનું કોઇએ ગઇ કાલ રોજે કરપીણ ખુન કીધુંછે, આ સ્ત્રી "મોંટરન ગલીમા" "ફીટજર ચોકમા" એક સારા ઘરમા રહેતી હતી, જે ઘરમાં રહેતી હતી તેજ ઘરની માલીક સ્ત્રી સાંજ વખતનું નીકળેલું વરતમાન પત્ર વાંચતી વાંચતી ફરવા નીકળી હતી તેણેજ તે સ્ત્રીની લાસ ઓળખી કાઢી. મરનારના ગેરલાભમાં આ જગોએ કાંઇ પણ બોલવું એ વયાજબી નથી, પણ ખરી વાત કહ્યા વગર ચાલતું નથી તે એ કે જે યુવાન સ્ત્રીના ઉપર પોલીસને શકછે તે સ્ત્રી આબરૂદાર છે અને એવો શક તેણીના ઉપર વગર કારણનોછે, મરનાર સાથે સકદારને શું સંબંધ હશે એ જાણવું ઘણું મુશકેલછે, તોપણ વીની ફ્રેડ બારીગટન

જે કે માત્ર કપડાં સીવવાની જાતી મેહેનત કરી તેણીના બુઢા બાપાનુ ગુજરાન ચલાવેછે તે નીતીવાન અને નીરપરાધી છે એમાં કાંઇ શક નથી. બારીંગટન અને ડોલહામ વચમાં કજીઓ ચાલેછે તે દરમીઆન બારીંગટન ઘાણી લાંબી મુદત થયા દીવાની જેલમાંછે જેનો વકીલ મી૦ ટીમપરેલ છે અને તેજ વકીલ તેના અસીલની વડી છોકરીનો બચાવ કરવા માથે લેશે.

પ્રગણાની પોલીસ કચેરીના માજીસ્ટ્રેટસાહેબ પોતાની ઓફીસમા દસ્તુરના કરતાં જરા અસુરા આવ્યા અને પોતાની ખુરસી ઉપર બેઠા.

---